ISPG-13 Islam aur Jahiliyat

# ઈસ્લામ અને અજ્ઞાનતા


-: લેખક :-

મૌલાના સૈયિદ અબુલઆ'લા મૌદૂદી

-: અનુવાદક :-

નૂર પોરબંદરી

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# પ્રસ્તાવના

અલહમ્દુલિલ્લાહ ! ઈસ્લામી સાહિત્ય પ્રકાશન પોતાની ધ્યેય પ્રાપ્તિની દિશામાં આ પુસ્તિકાના પ્રકાશન સાથે એક વધુ કદમ આગળ વધી રહ્યું છે. ઈસ્લામી શિક્ષણના પ્રસાર અને બિનઈસ્લામી માન્યતાઓને ખુલ્લી પાડી આમ જનતાને સાચી દિશામાં દોરી જવા માટે 'ઈસ્લામ અને જાહિલીયત' એ સૈયિદ મૌલાના અબુલઆ'લા મૌદૂદી (રહ.)નું સચોટ પ્રદાન છે. ગુજરાતી ભાષામાં પ્રકાશિત થયેલી મૌદૂદી (રહ.)ની કૃતિઓના ભાષાંતરોમાં આ પુસ્તિકા દ્વારા મૂલ્યવાન ઉમેરો થાય છે.

અજ્ઞાન વિષે પ્રાચીન તેમજ પ્રવર્તમાન ખ્યાલો કેટલાં ખામીયુક્ત અને ખોટી ધારણાઓ ઉપર આધારિત છે તેની સમજ ઈસ્લામી દૃષ્ટિકોણ રજૂ કરતી આ પુસ્તિકામાંથી વાચકોને મળશે. ખાસ કરીને સુશિક્ષિત અને પોતાની જાતને ભણેલા ને સુસંસ્કૃત ગણતા લોકોનું ભ્રમ ભાંગવા માટે આ નાનકડી પુસ્તિકા ઉપયોગી પુરવાર થશે. ઈન્શાઅલ્લાહ

વાઈસ ચેરમેન
ઈસ્લામી સાહિત્ય પ્રકાશન

# ઈસ્લામ અને અજ્ઞાનતા

(પેશાવરની ઈસ્લામિયા કૉલેજની મજલિસે ઈસ્લામિયાતના આમંત્રણથી ૧૯૪૧ની ફેબ્રુઆરીની ૨૩મીએ આ વાર્તાલાપ આપવામાં આવ્યો હતો.)

આ દુનિયામાં માણસને જેટલી વસ્તુઓ સાથે કામ પડે છે તેમાંથી કોઈ પણ એક વસ્તુની અરસપરસ કેવા પ્રકારનો સંબંધ છે, તે સમજીને તે અંગેનો પોતાનો અભિપ્રાય જ્યાં સુધી નક્કી ન કરી લે ત્યાં સુધી એ વસ્તુ સાથે તે પોતાનો સંબંધ જોડી શકતો નથી.

આ અભિપ્રાય સાચો હોય કે ખોટો તેની ચર્ચા જવા દઈએ તો પણ આ બધી બાબતો અંગે કોઈ જાતનો અભિપ્રાય તો માણસે જરૂર બાંધવો પડે છે અને જ્યાં સુધી તે કોઈ અભિપ્રાય નક્કી નથી કરી લેતો ત્યાં સુધી એ વાતનો નિર્ણય પણ નથી કરી શકતો કે આ વસ્તુ સાથે પોતે કેવું વર્તન કરે.

આ તમારો રોજનો અનુભવ છે કે જ્યારે તમે કોઈ માણસને મળો છો ત્યારે એ વાત જાણવાનું તમારા માટે જરૂરી હોય છે કે ''આ માણસ કોણ છે... કયા દરજ્જાનો છે ... તેના ગુણદોષ શું છે અને તેની સાથેનો સંબંધ કેવા પ્રકારનો છે ?'' આ બધું નક્કી કર્યા સિવાય તેની સાથે કેવું વર્તન કરવું એ તમે નક્કી કરી શકતા નથી... અને તે અંગે જો કોઈ જ્ઞાન પ્રાપ્ત હોતું નથી તો ગમે તે રીતે તેની રીતભાતના આધારે અનુમાન કરીને પણ એક અભિપ્રાય તો તમારે નક્કી કરવો પડે છે. અને તે પછી તમે જેવી વર્તણૂક પણ તેની સાથે કરો છો તે આ અભિપ્રાય મુજબ કરો છો.

હવે જે વસ્તુઓનો તમે જમવામાં ઉપયોગ કરો છો, તેની સાથેના તમારા સંબંધનું કારણ એ છે કે :- તમારી તે અંગેની જાણકારી અથવા તો અટકળ પ્રમાણે આ વસ્તુઓ તમારા ખોરાકની જરૂરિયાત પૂરી કરે છે.

જે વસ્તુઓ તમે ફેંકી દો છો, જે ઉપયોગમાં લો છો, જેનું તમે રક્ષણ કરો છો, જે પરત્વે તમે માન અથવા ધિક્કારની લાગણી ધરાવો છો, જેનાથી તમે ડરો છો, અથવા મહોબ્બત કરો છો, એ બધી વસ્તુઓ સાથેનું તમારૂં આ વિવિધ પ્રકારનું વર્તન એ અભિપ્રાય ઉપર નિર્ભર હોય છે જે તમે આ બધી વસ્તુઓના ગુણદોષ અને તમારી પોતાની જાત સાથેના તેના સંબંધના આધારે બાંધ્યો છે.

વળી, જે અભિપ્રાય તમે આ વસ્તુઓ અંગે બાંધો છો તે જો સાચો હોય તો તમારી તેની સાથેની વર્તણૂક સાચી હોવાનો અને જો ખોટો હોય તો તમારી તેની સાથેની વર્તણૂક ખોટી હોવાનો આધાર હોય છે. એટલું જ નહી પણ તમારા આ અભિપ્રાયના સાચાપણા અને ખોટાપણાનો આધાર એ વાત ઉપર હોય છે કે, આ અભિપ્રાય તમારા જ્ઞાનના આધારે તમે લીધો છે; અટકળના આધારે લીધો છે કે પછી તે માત્ર તમારી જ્ઞાનેન્દ્રિય દ્વારા કરવામાં આવેલા નિરીક્ષણ પર આધારિત છે ? જેમ કે :- એક બાળક આગ જુએ છે અને માત્ર પોતાની જ્ઞાનેન્દ્રિય દ્વારા કરેલા નિરીક્ષણના આધારે એવો અભિપ્રાય બાંધે છે કે, આ એક ચમકદાર રમકડું છે અને પોતાના આ અભિપ્રાય મુજબ તે એવું આચરણ કરે છે કે આગને ઉપાડવા માટે તે પોતાનો હાથ લંબાવે છે... જયારે એક બીજો માણસ એ જ આગ જોઈને વહેમ અથવા અટકળના આધારે એવો અભિપ્રાય બાંધે છે કે આ આગમાં કોઈ દૈવીગુણ છે અથવા તે કોઈ દૈવી-શક્તિ છે, એટલે પોતાના આ અભિપ્રાયના આધારે એવો નિર્ણય કરે છે કે આ આગ પરત્વે મારૂં વર્તન એવું હોવું જોઈએ કે, એની સામે હું ભક્તિભાવથી મારૂં માથું નમાવી દઉં. હવે એક ત્રીજો માણસ છે, જે એ જ આગ જોઈને તેની અસલિયત અને ખરા સ્વરૂપ અંગે સંશોધન કરે છે અને પોતાના જ્ઞાન અને સંશોધનના આધારે તે અંગે એવો અભિપ્રાય બાંધે છે કે, આ એક આગ છે જે કોઈ પકાવવાની અને ગરમ કરવાની વસ્તુ છે અને એની સાથે મારો સંબંધ એવો છે જેવો એક આકા અને ગુલામ વચ્ચે હોય છે. એટલે પોતાના આ અભિપ્રાયના આધારે આ ત્રીજો માણસ આ આગને રમકડું કે મા'બૂદ નથી બનાવી લેતો પણ પોતાની જરૂરિયાત પ્રમાણે તેની પાસેથી વસ્તુને પકાવવાની, બાળવાની કે ગરમ કરવાની સેવા લે છે.

આ વિવિધ વર્તણૂકમાં પ્રથમ બાળક અને અગ્નિપૂજકની વર્તણૂક અજ્ઞાનતાની વર્તણૂક છે, કારણ કે બાળકના અભિપ્રાય મુજબ આ આગ માત્ર એક રમકડું છે જે અનુભવથી ખોટો પુરવાર થાય છે અને અગ્નિપૂજકના અભિપ્રાય પ્રમાણે આગ પોતે મા'બૂદ છે અથવા તો દૈવી-શક્તિ છે. આ અભિપ્રાયો જ્ઞાન ઉપર આધારિત નથી પણ માત્ર અટકળ અને વહેમ ઉપર નિર્ભર છે.તેથી ઊલટું આગની સેવા લેવાનો ત્રીજા માણસનો અભિપ્રાય જ્ઞાનસભર છે કારણ કે આગ વિષેનો તેનો અભિપ્રાય જ્ઞાન ઉપર આધારિત છે.

## જીવનના પાયાના પ્રશ્નો

આ પ્રાસ્તાવિક વાત ધ્યાનમાં લીધા પછી હવે જરા તમારી દૃષ્ટિ નાની વસ્તુઓ પરથી ખસેડીને સૃષ્ટિ પર ફેંકો અને જુઓ કે માણસ આ ધરતી પર અસ્તિત્વ ધરાવે છે, તેનું શરીર ઘણી શક્તિઓથી સભર છે, તેની સમક્ષ વિશાળ ગગન, નીચે વિસ્તૃત ધરતી પથરાયેલી પડી છે જેમાં અગણિત વસ્તુઓ છે અને આ બધી વસ્તુઓને કામમાં લાવવાની શક્તિનો તે પોતાની જાતમાં અનુભવ કરે છે. તેની આસપાસ ઘણા માણસો, પ્રાણીઓ, વનસ્પતિઓ, ખનીજ ધાતુઓ વગેરે છે અને એ બધા સાથે તેનું જીવન સંકળાયેલું છે. હવે જ્યાં સુધી માણસ પોતાની જાત વિષે આ બધી અસ્તિત્વ ધરાવતી વસ્તુઓ વિષે તેમજ આ બધી વસ્તુઓ સાથેના પોતાના સંબંધ વિષે પોતે અભિપ્રાય બાંધી ન લે ત્યાં સુધી કોઈ જાતની વર્તણૂક કરે એ વાત શું તમારી દૃષ્ટિએ વિચારવા યોગ્ય છે? અને હું કોણ છું? શું છું? કોઈને જવાબદાર છું કે બિન જવાબદાર, આપ ખુદ છું કે પરાધીન; અને જો પરાધીન છું તો કોનો; અને જવાબદાર છું તો પણ? આ દુનિયામાં મારા જીવનનો કોઈ અંત પણ છે કે નહી અને જો છે તો કેવો છે? આ બધી વાતો પોતે જ્યાં સુધી સમજી ન લે ત્યાં સુધી પોતાના જીવન માટે કોઈ માર્ગ અપનાવી શકે છે?

એવી જ રીતે તેનું આ શરીર અને શારીરિક શક્તિઓ તેની પોતાની છે કે કોઈએ તેને અર્પણ કરી છે, તેની વર્તણૂકનો તેની પાસેથી કોઈ હિસાબ લેનાર છે કે નહી, તેમજ આ શક્તિઓના ઉપયોગનો માર્ગ એને પોતાને નક્કી કરવાનો છે કે બીજા કોઈએ? આ બધી વાતોનો નિર્ણય પોતે જ્યાં સુધી ન કરી લે ત્યાં સુધી શું તે પોતે આ શક્તિઓ ખર્ચવાનો માર્ગ શોધી શકે છે? તેવી જ રીતે પોતાની આસપાસની વસ્તુઓનો માલિક પોતે છે કે કોઈ બીજો, આ વસ્તુઓ પરના તેના અધિકારો મર્યાદિત છે કે અમર્યાદિત અને જો મર્યાદિત છે તો આ મર્યાદા નક્કી કરનાર કોણ છે? વળી એ પોતે વાત જ્યાં સુધી નક્કી ન કરી લે ત્યાં સુધી આ વસ્તુઓ સાથે પોતે કેવી વર્તણૂક અપનાવે તે નક્કી કરી શકે છે? તેમ પોતાના જાતભાઈઓ સાથે વર્તન કરવાની કોઈ રીત શું, ત્યાં સુધી તે નક્કી કરી શકે છે જ્યાં સુધી તે આ વિષે કોઈ અભિપ્રાય બાંધી ન લે કે માનવતા શું છે, માણસ

માણસ વચ્ચેના ભેદભાવનું મૂળ ક્યાં છે અને દોસ્તી તથા દુશ્મની, સુમેળ અને મતભેદ, સહકાર અને અસહકારના કારણો ક્યાં છે? તેવી જ રીતે આ બ્રહ્માંડની વ્યવસ્થા કયા પ્રકારની છે અને તેમાં માણસ તરીકે તેનો દરજ્જો શું છે? એ વિષે તે કોઈ નિર્ણય પર ન આવે ત્યાં સુધી શું સામૂહિક રીતે આ દુનિયા સાથે તે કોઈ જાતનું વર્તન અપનાવી શકે છે?

હું અગાઉ જણાવી ગયો છું કે, આ બાબતમાં કોઈ પણ રીતે અચકાયા વગર એમ કહી શકાય છે કે આ બધી બાબતો અંગે કોઈ પણ જાતનો અભિપ્રાય નક્કી કર્યા વગર માણસ માટે કોઈ વર્તણૂક અપનાવવાનું અશક્ય છે. હકીકતમાં દરેક માણસ જે આ દુનિયામાં જીવન ગુજારે છે તે આ બધાં પ્રશ્નો અંગે જાણે-અજાણે કોઈ પણ જાતનો અભિપ્રાય જરૂર ધરાવે છે અને એવો કોઈ અભિપ્રાય બાંધવાનું તેના માટે અનિવાર્ય છે, કારણ કે, તે સિવાય તે એકપણ ડગલું આગળ ભરી શકતો નથી. જો કે, એ જરૂરી નથી કે, દરેક માણસે કોઈ ફિલસૂફની જેમ આ વિષે ચિંતન-મનન કર્યું હોય અને આ બધા મુદ્દા પોતાના મનમાં સ્પષ્ટ રીતે નક્કી કરીને, પ્રત્યેક સવાલ અંગે નિર્ણય કર્યો હોય. ઘણા માણસોના મનમાં આ પ્રશ્નોનું કોઈ નક્કી સ્વરૂપ હોતું નથી. તેમ તેઓ ઇરાદાપૂર્વક આ વિષે વિચારતા પણ નથી, તે છતાં પણ દરેક માણસ મર્યાદિત રીતે વિચારીને આ બધા પ્રશ્નોને લગતા તરફેણ અને વિરોધના બધા પાસા અંગે એક અભિપ્રાય તો બાંધી જ લે છે અને જીવનમાં તેની જેવી વર્તણૂક પણ હોય છે તે આ અભિપ્રાય પ્રમાણે જ હોય છે.

આ વાત જે રીતે વ્યક્તિની બાબતમાં સાચી છે, એવી જ રીતે લોકોની જમાઅતોની બાબતમાં પણ સાચી છે; કેમકે આ બધા માનવજીવનના પાયાના પ્રશ્નો છે, એટલે કોઈ પણ સભ્યતા અને સંસ્કૃતિ કે લોકોની કોઈ સામૂહિક વ્યવસ્થાનું સ્વરૂપ નક્કી કરવા માટેની કોઈ પણ કાર્યપ્રણાલી ત્યાં સુધી તૈયાર થઈ શકતી નથી, જ્યાં સુધી આ બધા પ્રશ્નોનો કોઈ જવાબ શોધી કાઢવામાં ન આવે... પછી જે કંઈ જવાબ મળશે, તે પ્રમાણે ચારિત્ર્યનો એક સિદ્ધાંત નક્કી કરવામાં આવશે અને તે સિદ્ધાંત પ્રમાણે જીવનના વિવિધ ક્ષેત્રોની રચના કરવામાં આવશે. ટૂંકમાં સભ્યતા સંપૂર્ણપણે એવો જ રંગ ધારણ કરશે જેવો આ જવાબનો તકાદો હશે; આ બાબતમાં ખરી રીતે તો બાંધછોડ શક્ય જ નથી પછી તે એક વ્યક્તિની વર્તણૂક હોય કે એક સમાજની હોય, ગમે તેમ પણ આ પ્રશ્નોનો જવાબ હશે તે જ પ્રકારની

વર્તણૂક વ્યક્તિ કે સમાજની હશે તે એટલે સુધી કે તમે ચાહો તો એક વ્યક્તિ અથવા એક જમાઅતની વર્તણૂકનું પૃથક્કરણ કરીને એ વાત સહેલાઈથી જાણી શકો છો કે આ પ્રકારની વર્તણૂકના મૂળમાં જીવનના પાયાના પ્રશ્નોનો કયો જવાબ સક્રિય છે, કારણ કે એ વાત સાવ અશક્ય છે કે કોઈ વ્યક્તિગત અથવા સામૂહિક વર્તણૂકનું સ્વરૂપ એક પ્રકારનું હોય અને તે પ્રશ્નોના જવાબ કોઈ બીજા પ્રકારના હોય, કારણ કે મૌખિક દાવા અને ખરી વર્તણૂક વચ્ચે કોઈ જાતની ભિન્નતા જરૂર હોઈ શકે છે પણ આ સવાલોના જે જવાબ મનમાં ઘર કરી ગયા છે તેના પ્રકાર અને તેના આચરણમાં મૂકાયેલા સ્વરૂપમાં કોઈ જાતનો તફાવત બિલકુલ હોઈ શકતો નથી.

વારૂ; હવે આપણે એક ડગલું આગળ વધીએ. હમણાં તમે જીવનના પાયાના પ્રશ્નો વિષે સાંભળ્યું કે, આ પ્રશ્નોનો કોઈ પણ ઉકેલ મનમાં નક્કી કર્યા વગર માણસ આ દુનિયામાં એક ડગલું પણ આગળ ભરી શકતો નથી. આ બધા પ્રશ્નોની જે હકીકત છે તે પ્રમાણે આ પ્રશ્નો અદીઠ-ગેબની-વાતો સાથે સંબંધ ધરાવે છે. એનો કોઈ જવાબ ક્ષિતિજ પર લખાયેલો નથી કે દુનિયાના દરેક માણસને આપોઆપ તેની જાણ થઈ જાય, એ જ કારણસર આ પ્રશ્નોનો કોઈ એક ઉકેલ નથી જે અંગે બધા લોકો સહમત થઈ જાય. પણ આ બાબતમાં લોકો વચ્ચે સદા મતભેદો રહ્યા છે અને હંમેશા વિવિધ લોકો વિવિધ રીતે તેનો ઉકેલ લાવતા રહ્યાં છે. હવે સવાલ એ ઊભો થાય છે કે, આ પ્રશ્નોના ઉકેલ માટે કેવી રીતો અપનાવવાનું શક્ય છે ? અને તે માટે દુનિયામાં કેવી રીતો અપનાવવામાં આવી છે ? તેમ આ વિવિધ રીતો દ્વારા જે ઉકેલ મળે છે તે કયા પ્રકારનો છે ?

આ ઉકેલની એક રીત તો એ છે કે માણસ પોતાની જ્ઞાનેન્દ્રિય પર વિશ્વાસ મૂકે અને તે પરથી તેને જેવું લાગે તેના આધારે આ બધા પ્રશ્નો અંગે એક અભિપ્રાય બાંધે.

બીજી રીત એ છે કે, પંચેન્દ્રિય દ્વારા જે અનુભવ થાય તેની સાથે વહેમ અને અટકળ જોડીને એક પરિણામ તારવવામાં આવે.

ત્રીજી રીત એ છે કે અલ્લાહના પયગમ્બરોએ આ હકીકતનું સાચું જ્ઞાન પોતાને છે, એવો દાવો કરીને આ પ્રશ્નોનો જે ઉકેલ સૂચવ્યો છે તે સ્વીકારી લેવામાં આવે.

અત્યાર સુધી દુનિયામાં આ પ્રશ્નોના ઉકેલ માટે આ ત્રણ રીતો જ અપનાવવામાં

આવી છે અને લગભગ આ ત્રણ રીતો જ અપનાવવાનું શક્ય છે. આ ત્રણમાંની દરેક રીત આ પ્રશ્નોના અલગ ઉકેલ શોધે છે. અને પ્રત્યેક રીતથી એક ચોક્કસ પ્રકારની વર્તણૂક અસ્તિત્વમાં આવે છે અને તે દ્વારા માનવ સભ્યતાની એક ખાસ પ્રકારની વ્યવસ્થા તૈયાર થાય છે, જે પોતાની મૂળભૂત વિશેષતાઓના કારણે બીજા બધા ઉકેલો દ્વારા નક્કી થયેલી વર્તણૂકથી ભિન્ન હોય છે.

હવે હું તમને એ બતાવવા માંગુ છું કે, આ વિવિધ રીતો દ્વારા આ પ્રશ્નોનો કેવો ઉકેલ મળે છે અને પ્રત્યેક ઉકેલ દ્વારા કેવા પ્રકારની વર્તણૂક નક્કી થાય છે.

## નરી અજ્ઞાનતા

જ્યારે પંચેન્દ્રિયના જ્ઞાન પર વિશ્વાસ કરીને માણસ આ બધા પ્રશ્નો વિષે કોઈ અભિપ્રાય બાંધે છે ત્યારે આવી રીતે વિચાર કરવાની રીતનો જે સ્વાભાવિક તકાદો છે તે દ્વારા તે એવું પરિણામ તારવે છે કે, બ્રહ્માંડની આ સમગ્ર વ્યવસ્થા, અસ્તિત્વ અને આવિષ્કારની એક આકસ્મિક ઘટના છે અને તેની પાછળ કોઈ ડહાપણ કે હેતુ નથી, એમ જ આ વ્યવસ્થા અસ્તિત્વમાં આવી ગઈ છે અને એવી જ રીતે ચાલી રહી છે તેમ એ જ રીતે કોઈ પણ જાતના પરિણામ વગર એક દિવસ ખતમ થઈ જશે. તેનો કોઈ માલિક નજરે પડતો નથી એટલે કાં તો કોઈ માલિક નથી અગર છે તો માનવજીવન સાથે એને કોઈ સંબંધ નથી. અને માણસ એક જાતનું પ્રાણી છે, જે કદાચ આકસ્મિક રીતે અહીં પેદા થઈ ગયો છે. અને એ પણ ખબર નથી કે કોઈએ એને પેદા કર્યો છે કે પછી તે આપોઆપ પેદા થઈ ગયો છે. ગમે તેમ હોય આ પ્રશ્ન ચર્ચામાંથી બાકાત છે. આપણે માત્ર એટલું જ જાણીએ છીએ કે, તે આ ધરતી પર જોવા મળે છે, કેટલીક ઇચ્છાઓ ધરાવે છે, તે પુરી કરવા માટે તેનો સ્વભાવ અંદરથી તકાદો કરે છે, પોતે કેટલીક શક્તિ અને સાધનો ધરાવે છે જે તેની ઇચ્છા પુરી કરવા મદદરૂપ બની શકે છે અને તેની આસપાસ ધરતીના પટ પર હિસાબ વગરની સામગ્રી ફેલાયેલી પડી છે જ્યાં એ પોતાની શક્તિ તેમજ સાધનોનો ઉપયોગ કરીને પોતાની ઇચ્છાઓ પૂરી કરી શકે છે અને પોતાની આ બધી શક્તિઓ ખર્ચવાની જગ્યા એ સિવાય બીજી કોઈ નથી કે તે પોતાની ઇચ્છાઓ અને જરૂરિયાતો સારામાં સારી રીતે પૂરી કરે અને આ દુનિયાની વિસાત લૂંટના માલના કોઈ દસ્તરખાનથી વધીને નથી. આ દસ્તરખાન એટલા માટે છે કે

માણસ તેના ઉપર તૂટી પડે..... તેમ તેને હુકમ કરી શકે તેવી ઉપરની કોઈ એવી વ્યક્તિ નથી જેને માણસ જવાબદાર હોય, તેમ જ્ઞાનનું કોઈ મૂળ સ્થાન કે માર્ગદર્શનનો કોઈ સ્રોત અસ્તિત્વ ધરાવતા નથી જ્યાંથી માણસને જીવનનો કોઈ કાયદો મળી શકે... એટલે કે માણસ એક આપખુદ અને બિનજવાબદાર હસ્તી છે અને પોતાના માટે કાયદા ઘડવા તેમજ પોતાની શક્તિઓ ખર્ચવાની જગ્યા શોધી કાઢવી અને જે કંઈ આ ધરતી પર અસ્તિત્વ ધરાવે છે તેને અનુરૂપ પોતાના આચરણની રીત નક્કી કરવી, એ એનું પોતાનું કામ છે... તેમાં એને જો કંઈ માર્ગદર્શન મળી શકે છે તો માત્ર પ્રાણીઓના જીવનમાંથી, પથ્થરોની કથામાંથી અથવા તો એના પોતાના ઇતિહાસના અનુભવમાંથી મળી શકે છે... અને જો તે કોઈને જવાબદાર છે તો માત્ર પોતાની જાતને છે અથવા એવી સત્તાને જવાબદાર છે જે ઇન્સાનોમાંથી પેદા થઈને વ્યક્તિઓ પર પોતાનું વર્ચસ્વ સ્થાપે અને જીવન જે કંઈ છે તે આ દુનિયા પૂરતું જ છે. આચરણના બધા પરિણામો આ જીવનની હદ સુધી જ છે એટલે કોઈ વસ્તુ સાચી છે કે ખોટી, લાભકારક છે કે નુકસાનકારક, અપનાવવા જેવી છે કે તજી દેવા જેવી, એ બધી વાતોનો નિર્ણય માત્ર એ જ પરિણામો પ્રમાણે કરવામાં આવશે જે આ દુનિયામાં જાહેર થાય છે.

જીવનનો આ એક એવો સંપૂર્ણ સિદ્ધાંત છે જેમાં જીવનના બધા મૂળભૂત પ્રશ્નોના જવાબ જ્ઞાનેન્દ્રિય દ્વારા કરવામાં આવેલા નિરીક્ષણના આધારે આપવામાં આવ્યા છે એ જવાબનો દરેક ભાગ બીજા ભાગ સાથે એક જાતનો તાર્કિક સંપર્ક રાખે છે અને તેને સ્વાભાવિક રીતે જરૂર અનુરૂપ છે, જેના કારણે ઈન્સાન આ દુનિયામાં એક પ્રકારની સાનુકૂળ અને સમાન વર્તણૂક અપનાવી શકે છે અને એ વાત જવા દઈએ કે આ જવાબ અને તે પરથી નક્કી થતી વર્તણૂક ખરેખર સાચી છે કે ખોટી! હવે આ વર્તણૂક જોઈએ જે આ જવાબના આધારે માણસ આ દુનિયામાં અપનાવે છે.

વ્યક્તિગત જીવનમાં આવા દૃષ્ટિબિંદુનું અનિવાર્ય પરિણામ એ છે કે, માણસ આરંભથી લઈને અંત સુધી આચરણની આપખુદ અને બિનજવાબદાર રીત અપનાવી લે. તે પોતાને પોતાના શરીર અને શારીરિક શક્તિઓનો માલિક સમજશે... એટલે પોતાની મરજી પ્રમાણે ચાહે તેમ તેનો ઉપયોગ કરશે. દુનિયાની જે વસ્તુઓ એના કબજામાં આવશે, અને જે લોકો પર એની સત્તા ચાલશે, એ

બધા સાથે એ એવું વર્તન કરશે જાણે કે તે એ બધાનો માલિક છે. એના આ બધા અખત્યારોને મર્યાદિત બનાવનારી વસ્તુ માત્ર કુદરતના કાયદાઓની મર્યાદાઓ અને સામૂહિક જીવનના અનિવાર્ય બંધનો હશે. પણ ખુદ એના પોતાના મનમાં કોઈ એવી નૈતિક સભાનતા, જવાબદારીનું ભાન અને કોઈ પૂછપરછ કરશે એવો કોઈ ડર નહી હોય... જે એને કાબૂ બહાર જતાં અટકાવી શકે, જ્યાં બાહ્ય અવરોધો ન હોય અથવા તે એ અવરોધોની વિરુદ્ધ કાર્ય કરવા જ્યાં શક્તિમાન હોય, ત્યાં તો એના અકીદાઓનો સ્વાભાવિક તકાદો એ જ છે કે તે જાલિમ, મેલા મનનો ઉપદ્રવી અને ઝઘડાખોર હોય એ સ્વાભાવિક રીતે સ્વાર્થી, ભૌતિકવાદી અને મતલબી હશે. તેમ પોતાના મનની ઇચ્છાઓ અને પોતાની પ્રાણી સહજ જરૂરિયાતોની પ્રાપ્તિ સિવાય એના જીવનનો બીજો કોઈ હેતુ નહી હોય તેમ એની નજરમાં માત્ર એ જ વસ્તુઓનું મહત્ત્વ હશે જેની કોઈ કિંમત હશે. વ્યક્તિઓમાં આવી ટેવ અને કામની આવી વૃત્તિનું હોવું એ આવા અકીદાઓનું સ્વાભાવિક અને તર્કસંગત પરિણામ છે. તેમ નિઃશંકપણે આવો માણસ સમજદારી અને દીર્ઘદૃષ્ટિની બાબતમાં સહાનુભૂતિ ધરાવનાર હોય, નિઃસ્વાર્થ હોય, પોતાના સમાજની ભલાઈ અને ઉન્નતિ માટે તનતોડ પ્રયાસ કરતો હોય અને ટૂંકમાં તેના જીવનમાં એક પ્રકારનું જવાબદારી ભર્યું ચારિત્ર જોવા મળે એ શક્ય છે. પણ જ્યારે તમે તેની આવા પ્રકારની વર્તણૂકનું પૃથક્કરણ કરશો તો જાણવા મળશે કે, આ તેના સ્વાર્થનું વિસ્તૃત સ્વરૂપ છે. એ પોતાના દેશ અથવા પોતાના સમાજની ભલાઈમાં પોતાની ભલાઈ જ જુએ છે અને એટલા માટે જ પોતાના દેશ અને સમાજની ભલાઈ ઇચ્છે છે. એ જ કારણ છે કે, આવો માણસ બહુ બહુ તો એક ''નેશનાલિસ્ટ'' જ હોઈ શકે છે.

વળી આ પ્રકારનું માનસ ધરાવનાર માણસોની જે સોસાયટી બનશે તેની વિશેષતાઓ આ મુજબ હશે :-

(૧) રાજકારણનો પાયો માણસની સત્તા ઉપર પડશે પણ ભલે તે એક વ્યક્તિ અથવા એક કુટુંબ કે પછી એક વર્ગની સત્તા હોય અથવા તો સામાન્ય લોકોની સત્તા હોય, આ સંબંધમાં વધુમાં વધુ જો એકતાનો ઊંચો ખ્યાલ કરીએ તો એ રાષ્ટ્રસમૂહ (ઈજ્ઞળળજ્ઞક્ષ ઠયફહવિં)નો ખ્યાલ હશે. આવા રાજ્યમાં કાયદા માણસોના હાથે ઘડાશે અને બધા કાયદાઓ તેઓની ઇચ્છા મુજબ અને અનુભવ

પરથી જે લાભકારક લાગશે તેવા જ ઘડાશે અને તે પ્રમાણે તેમાં ફેરફાર પણ કરવામાં આવશે. તેમ જેમાં ફાયદો અને ભલાઈ હશે તેને અનુલક્ષીને રાજ્યની પોલિસી ઘડાશે અને એ પ્રમાણે તેમાં પણ ફેરફાર થશે.

આવા રાજ્યમાં એવા લોકો બળપૂર્વક આગળ આવશે, જેઓ સૌથી વધુ શક્તિશાળી અને સૌથી વધુ ચાલાક, ચાલબાજ, મક્કાર, જુઠ્ઠા, દગાબાજ, કઠણ કાળજાના અને મેલા મનના હશે. સોસાયટીનું માર્ગદર્શન આવા લોકો જ કરશે અને સત્તાની લગામ પણ આવા લોકોના જ હાથમાં હશે. અને તેઓની કાયદાપોથીમાં બળનું નામ સત્ય અને નબળાઈનું નામ અસત્ય હશે.

(૨) સભ્યતા અને સમાજની સમગ્ર વ્યવસ્થા સ્વાર્થ પર રચાશે અને મનની ઇચ્છાઓનો ચસ્કો પૂરો કરવાની તલપ દરેક નૈતિક બંધનથી ઉત્તરોત્તર મુક્ત થતી જશે અને બધા નૈતિક ધોરણો એવી રીતે નક્કી કરવામાં આવશે કે તેના કારણે આ ચસ્કા પૂરા કરવામાં ઓછામાં ઓછા અવરોધો નડે.

(૩) આવા માનસની અસર કળા અને સાહિત્ય ઉપર પડશે.

(૪) આર્થિક જીવનમાં જાગીરદારીની પદ્ધતિ વિકાસપામશે. ક્યારેક મૂડીવાદીતંત્ર તેનું સ્થાન લેશે. અને ક્યારેક કામદારો તોફાન મચાવીને પોતાની ડિક્ટેટરશીપ સ્થાપશે... અને કોઈ પણ સ્થિતિમાં આર્થિક તંત્ર અને ન્યાય વચ્ચે કદી સંબંધ સ્થપાશે નહીં. કારણ કે દુનિયા અને તેની સંપત્તિની બાબતમાં આ સોસાયટીની દરેક વ્યક્તિની મૂળભૂત વર્તણૂક એવી કલ્પના પર આધારિત હશે કે આ લૂંટના માલનો એક દસ્તરખાન છે જેના ઉપર પોતાની મરજી અને મોકા પ્રમાણે તે હાથ મારવા માટે સ્વતંત્ર છે.

(૫) વળી આ સોસાયટીમાં વ્યક્તિઓને તૈયાર કરવા માટે શિક્ષણ અને કેળવણીની જે વ્યવસ્થા હશે એનું સ્વરૂપ પણ જીવન અંગેની આવી કલ્પના અને એ જ વર્તણૂકને અનુરૂપ હશે, જેમાં આવનારી દરેક નવી પેઢીને દુનિયા અને માણસ તથા દુનિયામાં ઇન્સાનનો દરજ્જો એ વિષે એવી જ કલ્પના કરાવવામાં આવશે જેની સ્પષ્ટતા મેં ઉપર કરી છે. દરેક જાતની જાણકારી પછી ભલે તે વિદ્યાના કોઈ પણ ક્ષેત્રને લગતી હોય, નવી પેઢીને એવી રીતે આપવામાં આવશે કે તેઓના માનસમાં આપોઆપ એવી કલ્પના પેદા થઈ જશે અને પછી તેને એવી રીતે કેળવવામાં આવશે કે જીવનમાં તે એવી વર્તણૂક અપનાવે અને એવી

જ સોસાયટીમાં સમાઈ જવા માટે તૈયાર હોય. આ શિક્ષણ અને કેળવણીની વિશેષતાઓ વિષે મારે તમને વધુ કંઈ કહેવાની જરૂર નથી, કારણ કે તમને તેનો અંગત અનુભવ છે. તમે જે શાળાઓમાં શિક્ષણ લઈ રહ્યા છો તે બધી એ જ હેતુથી સ્થાપવામાં આવી છે. જો કે તેના નામ ઇસ્લામિયા કોલેજ અને મુસ્લિમ યુનિવર્સિટી વગેરે છે.

આ વર્તણૂક જેની સ્પષ્ટતા હમણાં જ મેં તમારી સમક્ષ કરી તે નરી અજ્ઞાનતાની વર્તણૂક છે. એનો પ્રકાર પણ એ જ છે, જે એ બાળકની વર્તણૂકનો પ્રકાર છે. જે માત્ર જ્ઞાનેન્દ્રિય દ્વારા કરવામાં આવેલા નિરીક્ષણ પર વિશ્વાસ કરીને આગને એક સુંદર રમકડું સમજે છે. તેમાં તફાવત માત્ર એટલો જ છે કે નિરીક્ષણની આ ભૂલ તરત જ અનુભવથી જાહેર થઈ જાય છે, કેમ કે જે આગને રમકડું સમજીને તેને હાથમાં લેવાની વર્તણૂક તે અપનાવે છે... તે આગ હોય છે જેને અડકતાં જ તે બતાવે છે કે હું રમકડું નથી. અહી નિરીક્ષણની ભૂલ બહુ મોડેથી સમજાય છે. એથી ઊલટું ઘણા લોકોને તો આ ભૂલ સમજાતી જ નથી કેમકે તેઓ જે આગ ઉપર હાથ મૂકે છે તેની આંચ પ્રબળ હોતી નથી. એટલે તાત્કાલિક દઝાડી દેતી નથી પણ સદીઓ સુધી ગરમી આપતી રહે છે, તેમ છતાં જો કોઈ માણસ અનુભવ પરથી બોધપાઠ લેવા તૈયાર હોય તો રોજિંદા જીવનમાં આવા સિદ્ધાંતના કારણે વ્યક્તિઓની બેઈમાનીઓ, હાકિમોના જુલમ, ન્યાયાધીશોના અન્યાય, શ્રીમંતો અને સ્વાર્થીઓ તથા સામાન્ય લોકોની નીતિભ્રષ્ટતાનો જે કડવો અનુભવ તેને થાય છે અને મોટા પ્રમાણમાં એ જ સિદ્ધાંતના કારણે કોમ-પરસ્તી, સામ્રાજ્યવાદ, યુદ્ધ, ઝઘડા, બીજાના રાજ્યો કબજે કરવાની વૃત્તિ અને જાતિઓનું નિકંદન કાઢવાની જે ચિનગારી લાગે છે તે દઝાડી જાય છે અને તેની દાઝ પરથી એવું પરિણામ તારવી શકે છે કે, આ વર્તણૂક, એ અજ્ઞાનતાની વર્તણૂક છે. જ્ઞાન પર આધારિત આ વર્તણૂક નથી કેમકે માણસે પોતાના વિષે તેમજ બ્રહ્માંડની વ્યવસ્થા વિષે જે અભિપ્રાય બાંધીને આવી વર્તણૂક અપનાવી છે તે વાસ્તવિક નથી, નહી તો તેના આવા પરિણામ જાહેર થાત નહી.

હવે આપણે બીજી રીતની સમીક્ષા કરવી જોઈએ. જીવનના પાયાના પ્રશ્નોના ઉકેલ માટેની બીજી રીત એ છે કે નિરીક્ષણની સાથોસાથ અટકળ અને વહેમથી

કામ લઈને આ પ્રશ્નો અંગે કોઈ અભિપ્રાય બાંધવામાં આવે. આ રીતે ત્રણ જાતના અભિપ્રાય બાંધવામાં આવ્યા છે અને દરેક અભિપ્રાયથી એક વિશિષ્ટ પ્રકારની વર્તણૂક નક્કી થઈ છે.

## શિર્ક (અનેકેશ્વરવાદ)

એક અભિપ્રાય એવો છે કે, આ બ્રહ્માંડની વ્યવસ્થા કોઈ માલિક વગરની તો નથી પણ તેનો એક માલિક (ઉપાસ્ય અથવા પાલનહાર) નહી પણ ઘણા માલિકો (ઉપાસ્યો અને પાલનહારો) છે. તેમ આ બ્રહ્માંડની વિવિધ શક્તિઓના વિભાગ વિવિધ માલિકોના હાથમાં છે અને માણસના સદ્ભાગ્ય કે દુર્ભાગ્ય, સફળતા કે નિષ્ફળતા, લાભ કે નુકસાન વગેરે ઘણી બધી હસ્તીઓની કૃપા અને અવકૃપા ઉપર નિર્ભર છે.

આ અભિપ્રાય જે લોકોએ બાંધ્યો છે, તેઓએ વળી પોતાની અટકળથી કામ લઈને એ વાત નક્કી કરવાનો પ્રયાસ પણ કર્યો છે કે, ખુદાઈ શક્તિઓ ક્યાં ક્યાં અને કોના કોના હાથમાં છે... અને જે વસ્તુઓ પર તેઓની દૃષ્ટિ ઠરી છે તેને જ તેઓએ ખુદા માની લીધો છે.

આ અભિપ્રાય મુજબ આચરણની જે રીત માણસ અપનાવે છે, તેની વિશિષ્ટતાઓ આ પ્રમાણે છે :-

(૧) આથી માણસનું આખું જીવન વહેમનું ઘર બની જાય છે. તે કોઈ પણ જાતના જ્ઞાનયુક્ત પુરાવા વગર પોતાના એકલાના ખયાલ પ્રમાણે ઘણી વસ્તુઓ અંગે એવો અભિપ્રાય બાંધે છે કે તે બધી વસ્તુઓ ભૌતિક વિશ્વની બહારની રીતથી તેના ભાગ્ય ઉપર સારો અથવા માઠો પ્રભાવ પાડે છે. એટલે તે સારા પ્રભાવની કાલ્પનિક આશા અને માઠા પ્રભાવના કાલ્પનિક ભયમાં ફસાઈને પોતાની ઘણી શક્તિઓ નિરર્થક રીતે વેડફી નાખે છે અને ક્યાંક કોઈ કબરથી એવી આશા બાંધે છે કે આ મારૂં કામ કરી દેશે. ક્યાંક કોઈ મૂર્તિ ઉપર ભરોસો કરે છે કે આ મારૂં ભાગ્ય ચમકાવી દેશે. ક્યાંક કોઈ બીજા કાલ્પનિક મદદગારોને રાજી રાખવા માટે દોડાદોડ કરતો રહે છે. ક્યાંક કોઈ અપશુકનથી નિરાશ થઈ જાય છે અને ક્યાંક કોઈ સારા શુકનથી આશાના હવાઈ કિલ્લા બાંધી લે છે.

આ બધી વસ્તુઓ તેના વિચારો અને પ્રયાસોને સ્વાભાવિક પ્રયાસોના માર્ગ પરથી ચલિત કરીને એક અસ્વાભાવિક માર્ગ પર ચઢાવી દે છે.

(૨) આ અભિપ્રાયના કારણે પૂજાપાઠ, નઝર-ન્યાઝ અને બીજી ઘણી રસમોના આચરણનો એક લાંબોલચ કાયદો બની જાય છે, જેમાં ગૂંચવાઈ જવાથી માણસના પ્રયાસ અને આચરણનો એક મોટો ભાગ પરિણામ શૂન્ય પ્રવૃત્તિઓમાં વેડફાઈ જાય છે.

(૩) જે લોકો આ અનેકેશ્વરવાદી વહેમ-પરસ્તીમાં ફસાયેલા હોય છે તેઓને મૂર્ખ બનાવીને પોતાની જાળમાં ફસાવવાની સારામાં સારી તક લુચ્ચા લોકોને મળી જાય છે. તેમાં કોઈ બાદશાહ બનીને બેસી જાય છે અને સૂર્ય, ચંદ્ર તથા બીજા દેવતાઓ સાથે પોતાનો નાતો છે એવું બતાવીને લોકોને એ વાતનો વિશ્વાસ અપાવે છે કે હું પણ આ ખુદાઓમાંથી એક ખુદા છું અને તમે બધા મારા બંદા છો. કોઈ પુરોહિત અથવા મુજાવર બની જાય છે અને લોકોને કહે છે કે, તમારા લાભ અને નુકસાન જેની સાથે સંકળાયેલા છે તેની સાથે અમારો સંબંધ છે અને તમે અમારા માધ્યમથી તેઓ સુધી પહોંચી શકો છો. કોઈ પંડિત કે પીર બની જાય છે અને તાવીજ-દોરા, મંત્રો અને તાંત્રિક વિદ્યાનો ઢોંગ રચીને લોકોને એ વાતનો વિશ્વાસ અપાવે છે કે અમારી આ વસ્તુઓ ભૌતિક વિશ્વની બહારની રીતો દ્વારા તમારી બધી જરૂરિયાતો પૂરી કરશે.

તે પછી આવા લુચ્ચા લોકોના વંશજો કાયમી કુટુંબો અને વર્ગોનું સ્વરૂપ ધારણ કરી લે છે જેના અધિકારો, વિશેષતાઓ અને પ્રભાવ જમાનાની સાથોસાથ આગળ વધતા જાય છે અને તેના પાયા ઉત્તરોત્તર મજબૂત થતા જાય છે.

આવી રીતે આ અકીદાના કારણે બધા ઇન્સાનોના ગળામાં શાહી ખાનદાનો, ધાર્મિક હોદ્દેદારો અને આધ્યાત્મિક પેશ્વાઓની ખુદાઈની ધુંસરી પડી જાય છે અને આ બધા બનાવટી ખુદાઓ તેઓને પોતાના એવા ગુલામ બનાવી લે છે કે જાણે આ બધા તેઓના માટે દૂધ આપનારા, સવારીના કામમાં આવનારા અને ભાર ઊંચકનારા પ્રાણીઓ છે !

(૪) આ સિદ્ધાંત વિદ્યા અને કળા, તત્વજ્ઞાન અને સાહિત્ય તથા સભ્યતા અને રાજકારણ માટે કોઈ કાયમી પાયો તૈયાર કરતો નથી, તેમ આ કાલ્પનિક ખુદાઓ દ્વારા ઇન્સાનોને કોઈ જાતનું એવું માર્ગદર્શન પણ મળતું નથી કે તેઓ

અંકુશમાં રહે. આ ખુદાઓ સાથેનો ઈન્સાનનો સંબંધ તો માત્ર ત્યાં સુધી મર્યાદિત હોય છે કે તેઓની મહેરબાની અને મદદ પ્રાપ્ત કરવા માટે તે માત્ર ગુલામીની થોડી રસમો અદા કરી દે. હવે રહી જીવનને લગતી બાબતો તો તેને લગતા કાયદા અને નિયમો ઘડવા અને આચરણની રીત નક્કી કરવી એ ઈન્સાનનું પોતાનું કામ છે.

આ રીતે અનેકેશ્વરવાદી સોસાયટી વહેવારૂ રીતે એ જ માર્ગો પર ચાલે છે જેનો ઉલ્લેખ નરી અજ્ઞાનતાના સંબંધમાં હું હમણાં તમારી સમક્ષ કરી ગયો છું. એ જ ચારિત્ર, એ જ આચરણ, એ જ સભ્યતાનું સ્વરૂપ, એ જ આર્થિક તંત્ર તથા એ જ વિદ્યા અને સાહિત્ય, આ બધી રીતે અનેકેશ્વરવાદ (શિર્ક)ની વર્તણૂક અને નરી અજ્ઞાનતાની વર્તણૂકમાં કોઈ જાતનો સૈદ્ધાંતિક ફરક નથી.

## રુહબાનિયત (વૈરાગ્ય)

બીજો અભિપ્રાય જે નિરીક્ષણની સાથે અટકળ અને વહેમને જોડીને બાંધવામાં આવ્યો છે તે એ છે કે, આ દુનિયા અને આ શારીરિક અસ્તિત્વ ઈન્સાન માટે એક જેલ છે. અને ઈન્સાનના આત્માને એક સજા પામેલા કેદીની જેમ આ પીંજરામાં પૂરી દેવામાં આવ્યો છે. આ દુનિયા અને શારીરિક અસ્તિત્વના કારણે જે બધી લિજ્જતો, જરૂરિયાતો અને ઈચ્છાઓ ઈન્સાનને લાગેલી છે તે ખરી રીતે આ જેલનો ફાંસો અને બેડીઓ છે. ઈન્સાન જેટલી હદે આ દુનિયાની વસ્તુઓ સાથે સંબંધ રાખશે એટલી હદે તે આ બેડીઓમાં જકડાતો જશે અને તેને વધુ સજા ભોગવવી પડશે. તેમાંથી છૂટવાનો માર્ગ એ સિવાય બીજો નથી કે જીવનના આ ઝઘડાઓથી સંબંધ તોડી નાખવામાં આવે, ઈચ્છાઓને મારી નાખવામાં આવે, લિજ્જતોથી દૂર રહેવામાં આવે, શારીરિક જરૂરિયાતો અને મનની માગણીઓ પૂરી કરવાનો ઈન્કાર કરી દેવામાં આવે, એ બધી લાગણીઓને રૂંધી નાખવામાં આવે જે લોહીની સગાઈના કારણે જન્મી છે અને પછી પોતાના આ દુશ્મન એટલે કે મન અને શરીરની ઉગ્ર તપસ્યા અને દેહદમન કરીને એટલો કષ્ટ આપવામાં આવે કે આત્મા ઉપર તેનું વર્ચસ્વ બાકી રહી શકે નહીં. આવી રીતે આત્મા હળવો સ્વચ્છ અને પવિત્ર બની જશે અને મુક્તિના ઉચ્ચ સ્થાને ઊડવાની શક્તિ પ્રાપ્ત કરી લેશે.

આ અભિપ્રાયથી જે વર્તણૂક નક્કી થાય છે, તેની વિશિષ્ટતાઓ આ પ્રમાણે છે :

(૧) આથી ઇન્સાનની બધી વૃત્તિઓ સામૂહિક જીવનમાંથી વ્યક્તિગત જીવન અને સભ્યતામાંથી જંગલી દશા તરફ પાછી વળે છે અને ઇન્સાન દુનિયા અને જીવનથી વિમુખ થઈને ઊભો થઈ જાય છે. જવાબદારીઓથી દૂર નાસે છે, તેનું આખું જીવન અરસપરસ મદદ કરવાની ભાવના વગરનું અને અસહકારની ભાવનાવાળું જીવન બની જાય છે તેમ તેના ચારિત્ર્યનો પ્રકાર પણ મહદ અંશે નકારાત્મક (ગયલફશિંદય) બની જાય છે.

(૨) આ અભિપ્રાયના કારણે સદાચારી લોકો દુનિયાના કારભારથી અળગા થઈને પોતાની મુક્તિની ચિંતામાં એકાંતવાસમાં ચાલ્યા જાય છે અને દુનિયાનો બધો વહેવાર ઉપદ્રવી લોકોના હાથમાં આવી જાય છે.

(૩) સભ્યતા ઉપર આ અભિપ્રાયનો પ્રભાવ જેટલી હદે પડે છે, તેથી લોકોમાં નકારાત્મક નીતિમત્તા, અસામાજિક (અક્ષશિં-જજ્ઞભશફહ) અને વ્યક્તિવાદી (ઈંક્ષમશદશમીફહશતી) વલણ અને હતાશાજનક વિચારો પેદા થાય છે. તેઓના આચરણની શક્તિ મંદ પડી જાય છે, તેમ તેઓ સરળતાથી જાલિમોનો કોળિયો બની જાય છે અને દરેક જાલિમ હકૂમત તેઓને સહેલાઈથી કાબૂમાં લાવી શકે છે. હકીકતમાં સામાન્ય લોકોને જાલિમો માટે પામર (ઝફળય) બનાવી દે તેવી જાદૂઈ અસર આ સિદ્ધાંતમાં છે.

(૪) માણસની પ્રકૃતિ અને વૈરાગ્યના આ સિદ્ધાંત વચ્ચે હંમેશની લડાઈ છે અને તેમાં ઘણીવાર માણસ હારી જાય છે. વળી જ્યારે તે હાર ખાય છે ત્યારે પોતાની નબળાઈને સંતાડવા માટે તેને બહાનાનો આસરો લેવો પડે છે. એ જ કારણસર ક્યાંક પ્રાયશ્ચિતનો અકીદો શોધી કાઢવામાં આવે છે, ક્યાંક વળી પાર્થિવ પ્રેમનો ઢોંગ કરવામાં આવે છે, તો ક્યાંક સંસારત્યાગના અંચળા હેઠળ દુનિયાપરસ્તી એવી રીતે કરવામાં આવે છે કે તેની સામે ખરો દુનિયાપરસ્ત માણસ પણ ઓછો ઉતરે.

## હમા ઊસ્ત (અદ્વૈતવાદ)

ત્રીજો અભિપ્રાય જે નિરીક્ષણ અને અટકળના મિશ્રણથી નક્કી થાય છે તે એ છે કે ઇન્સાન અને બ્રહ્માંડની બધી વસ્તુઓ ખરી રીતે અવાસ્તવિક છે. તેનું કોઈ કાયમી અસ્તિત્વ નથી. હકીકતમાં અસ્તિત્વ ધરાવતી એક હસ્તીએ આ બધી વસ્તુઓને પોતાના આવિષ્કારનું માધ્યમ બનાવ્યું છે અને ખરી રીતે એનો જ સંચાર આ વસ્તુઓમાં છે.

વિગતવાર જોઈએ તો આ સિદ્ધાંતના અસંખ્ય સ્વરૂપ છે, પણ તેની બધી વિગતોમાં સામાન્ય રીતે એ જ એક મુખ્ય વિચાર છે કે, બધી અસ્તિત્વ ધરાવતી વસ્તુઓ એક જ હસ્તીના અસ્તિત્વનો આવિષ્કાર છે અને એ જ હસ્તી અસ્તિત્વ ધરાવે છે, તે સિવાય બીજું કોઈ નહી.

આ સિદ્ધાંત પ્રમાણે ઇન્સાન જે વર્તણૂક અપનાવે છે, તે એ છે કે તેને ખુદ પોતાના અસ્તિત્વમાં જ શંકા પડી જાય છે. એટલે તે પછી તે કોઈ કામ કરે તેનો સવાલ જ રહેતો નથી. તે પોતાની જાતને એક કઠપુતળી સમજે છે, જેને કોઈ બીજી હસ્તી નચાવી રહી છે અથવા તેમાં કોઈ બીજું નાચી રહ્યું છે. તે પોતાની કલ્પનાના કેફમાં ખોવાઈ જાય છે. એના માટે ન તો જીવનનો કોઈ હેતુ હોય છે ન તો આચરણનો કોઈ માર્ગ ! એ એવો વિચાર કરે છે કે, હું પોતે તો કંઈ પણ નથી. તેમ ન તો મારા માટે કોઈ કરવા જેવું ''કામ'' છે અને ન તો મારા કરવાથી કંઈ થાય છે. ખરી રીતે તો સમગ્ર અસ્તિત્વ જે મારામાં તેમજ સકળ બ્રહ્માંડમાં સંચારિત છે અને આદિથી અંત સુધી ગતિમાન છે એના જ આ બધા કામ છે અને એ જ બધું કરે છે. જો તે સંપૂર્ણ છે તો હું સંપૂર્ણ છું, તો પછી પ્રયાસ કઈ વસ્તુની પ્રાપ્તિ માટે કરવો જોઈએ ? અને જો તે પોતે પરિપૂર્ણ થવા માટે પ્રયત્નશીલ છે તો જેવી વિશ્વવ્યાપી પ્રવૃત્તિ દ્વારા તે સંપૂર્ણતાની દિશા ભણી આગળ વધે છે તેની સાથે હું પણ એક અંશની હેસિયતથી આપમેળે તેની સાથે સંડોવાઈને ચાલ્યો જઈશ. હું એક અંશ છું, મને શું ખબર કે આ સમગ્ર અસ્તિત્વ ક્યાં જઈ રહ્યું છે અને ક્યાં જવા માગે છે ?

આ પ્રકારના વિચારના વહેવારૂ પરિણામો લગભગ એવા જ છે જે હમણાં જ

મેં વૈરાગ્યના સંબંધમાં બોલતાં દર્શાવ્યાં છે. જો કે, કોઈવાર આવો અભિપ્રાય અપનાવનારના આચરણની રીત એ લોકોની વર્તણૂકને લગભગ મળતી આવે છે, જેઓ નરી અજ્ઞાનતાની રીત અપનાવે છે, કેમકે તે પોતાની ઇચ્છાઓના હાથમાં પોતાની જ લગામ આપી દે છે અને પછી જ્યાં ઇચ્છાઓ લઈ જાય છે તે જ દિશામાં જરા પણ અચકાયા વગર એમ સમજીને ચાલ્યો જાય છે કે જનાર સમગ્ર અસ્તિત્વ છે, હું નથી.

પ્રથમ સિદ્ધાંતની જેમ આ ત્રણેય સિદ્ધાંતો પણ અજ્ઞાનતાના સિદ્ધાંતો છે. અને એ આધારે જે પ્રકારની વિવિધ વર્તણૂક થાય છે તે પણ અજ્ઞાનતાની જ વર્તણૂક છે એટલા માટે પહેલી વાત તો એ કે, આ સિદ્ધાંતોમાંથી કોઈ પણ સિદ્ધાંત જ્ઞાનયુક્ત પુરાવા ઉપર આધારિત નથી પણ માત્ર કલ્પના અને અટકળના આધારે વિવિધ અભિપ્રાયો નક્કી કરી લેવામાં આવ્યાં છે.

બીજી વાત એ કે આ અભિપ્રાયો વાસ્તવિક નથી એ વાત અનુભવથી પુરવાર થાય છે. જો તેમાંથી એક પણ અભિપ્રાય વાસ્તવિક હોત તો તે પ્રમાણે આચરણ કરવાથી માઠા પરિણામોનો અનુભવ થાત નહીં. કેમકે તમે જુઓ છો કે, જ્યારે કોઈ માણસ કોઈ વાનગી આરોગે છે અને જો એથી એના પેટમાં દર્દ થાય છે તો આ અનુભવ પરથી તમે એવું પરિણામ તારવો છો કે, હકીકતમાં એની જઠર અને તબિયતને આ વસ્તુ માફક આવી નથી. એવી જ રીતે જ્યારે એ વાત સાચી છે કે, અનેકેશ્વરવાદ (શિર્ક), વૈરાગ્ય (રહબાનિયત) અને અદ્વૈતવાદ (વહેદતે વજૂદ)ના સિદ્ધાંતો અપનાવવાથી ઇન્સાનને સામૂહિક રીતે નુકસાન થયું છે તો એ પણ એ વાતનો પુરાવો છે કે, આ સિદ્ધાંતોમાંથી એક પણ સિદ્ધાંત વહેવારૂ અને વાસ્તવિક નથી.

## ઇસ્લામ

હવે આપણે ત્રીજી રીત જોવી જોઈએ, જે જીવનના એ પાયાના પ્રશ્નો અંગે અભિપ્રાય બાંધવાની છેલ્લી રીત છે અને તે એ છે કે અલ્લાહના પયગમ્બરોએ આ પ્રશ્નોનો જે ઉકેલ બતાવ્યો છે તે સ્વીકારી લેવામાં આવે.

આ રીતનો દાખલો એવો છે કે જેમ તમે કોઈ અજાણી જગ્યાએ છો અને એ જગ્યા વિષે તમને પોતાને કોઈ માહિતી ન હોત તો તમે કોઈ બીજા માણસને તે

વિષે પૂછો અને તેના માર્ગદર્શન હેઠળ તે જગ્યા જુઓ. આવી સ્થિતિ જ્યારે સર્જાય છે ત્યારે સૌ પ્રથમ તમે એવા માણસની શોધ કરો છો જે આ જગ્યાથી પરિચિત હોવાનો દાવો કરે. પછી તેની રીતભાત પરથી એ વાતની ખાતરી કરવાનો પ્રયાસ કરો છો કે, તે માણસ ભરોસો કરવાને લાયક છે કે નહીં, તે પછી તેના માર્ગદર્શન હેઠળ ચાલી જુઓ છો અને જયારે અનુભવથી એવું પુરવાર થાય છે કે, તેણે આપેલી માહિતી પ્રમાણે જે આચરણ કર્યું તેથી કોઈ માઠું પરિણામ નથી આવ્યું, ત્યારે તમને પૂરી ખાતરી થઈ જાય છે કે, ખરેખર આ માણસ તે જગ્યાથી પરિચિત હતો... અને તે જગ્યા વિષે તેણે જે કંઈ માહિતી આપી હતી તે બધી સાચી હતી. આ એક વહેવારુ રીત છે... અને જો તે વિષેની કોઈ જ્ઞાનયુક્ત રીત જાણવાનું શક્ય ન હોય તો પણ અભિપ્રાય બાંધવા માટે આ રીત જ સાચી હોઈ શકે છે.

હવે જુઓ, આ દુનિયા તમારા માટે એક અજાણી જગ્યા છે. તેની અસલિયતની તમને ખબર નથી, તેમ તેની વ્યવસ્થા કેવા પ્રકારની છે અને કયા કાયદા પ્રમાણે આ કારખાનું ચાલી રહ્યું છે, તેમાં તમારી પોતાની હેસિયત શું છે, અહી તમારે કેવા પ્રકારની વર્તણૂક કરવાની છે ? આ બધી વાતો તમે જાણતા નથી.

પ્રથમ તમે એવો અભિપ્રાય બાંધ્યો કે, જાહેરમાં જે કંઈ દેખાય છે એ જ સાચું છે અને પછી આ અભિપ્રાય પ્રમાણે આચરણ કર્યું, પણ તેનું પરિણામ માઠું આવ્યું. તે પછી તમે અટકળ અને ધારણાઓના આધારે વિવિધ અભિપ્રાય મુજબ આચરણ કરી જોયું પણ બધાનું પરિણામ ખોટું આવ્યું. તે પછી છેલ્લો વિકલ્પ એ જ છે કે, તમે અલ્લાહના પયગમ્બરોનું અનુસરણ કરો. તેઓ માહિતગાર હોવાનો દાવો કરે છે. તેઓની સ્થિતિની જેટલી તપાસ કરવામાં આવે છે, તેથી જાણવા મળે છે કે, તેઓ સાવ સાચા, બિલકુલ ભરોસાપાત્ર, ખૂબ સદાચારી, એકદમ નિઃસ્વાર્થ અને બધી રીતે સ્વસ્થ મગજના માણસો છે એટલે પ્રથમ નજરે તેમના ઉપર વિશ્વાસ મૂકવા માટે પૂરતા કારણો છે. હવે માત્ર જોવાનું એ છે કે, આ દુનિયા અને આ દુનિયામાં તમારી હેસિયત વિષે જે જાણકારી તેઓ આપે છે તે ક્યાં સુધી વાજબી છે, તેઓની વિરુદ્ધ કોઈ જ્ઞાનયુક્ત પુરાવો તો નથી ? અને તેમની બાબતમાં જે પ્રકારની વર્તણૂક આ દુનિયામાં અપનાવવામાં આવી, તે અનુભવથી કેવી પુરવાર થઈ ? જો સંશોધનથી આ ત્રણેય વાતોનો જવાબ પણ સંતોષજનક મળે તો પછી

આ પયગમ્બરોના માર્ગદર્શન પર ઈમાન લાવવું જોઈએ અને જીવનમાં એવી જ વર્તણૂક અપનાવવી જોઈએ જે આ સિદ્ધાંત પ્રમાણે હોય.

જેમ કે મેં ઉપર બતાવ્યું તેમ અગાઉ દર્શાવવામાં આવેલી અજ્ઞાનતાની રીતોની સરખામણીમાં આ રીત જ્ઞાન પર આધારિત છે અને જો માણસ આ જ્ઞાન આગળ પોતાનું માથું નમાવી દે, જો પોતાની જીદ્દ અને મનસ્વીપણું છોડીને આ જ્ઞાનનું અનુસરણ કરે અને પોતાની વર્તણૂકને એ જ મર્યાદાઓને આધીન બનાવી દે જે આ જ્ઞાનથી નક્કી થઈ છે તો એ રીતનું નામ ''ઇસ્લામી રીત'' છે.

## સૃષ્ટિ અને ઈન્સાન વિષે નબીઓના સિદ્ધાંત

**અલ્લાહના પયગમ્બર કહે છે :-**

આ અખિલ નશ્વર સૃષ્ટિ જે ઇન્સાનની આસપાસ ફેલાયેલી છે અને જેનો એક અંશ ઇન્સાન પણ છે, તે કોઈ આકસ્મિક ઘટના નથી પણ એક સુયોજિત, વ્યવસ્થિત સલ્તનત છે. અલ્લાહે તેનું સર્જન કર્યું છે, એ જ એનો માલિક અને એ જ એનો એકલો સત્તાધીશ છે. આ એકહથ્થુ વ્યવસ્થા (ઝજ્ઞફિંહશફિંશિફક્ષ જુતયિંળ) છે જેમાં બધા અખત્યારો કેન્દ્રીય સત્તાના હાથમાં છે. આ સર્વોપરી સત્તાધીશ સિવાય અહીં કોઈ બીજાનો હુકમ ચાલતો નથી. આ વિશ્વની વ્યવસ્થામાં જે બધી શક્તિઓ સક્રિય છે, તે બધી આ સત્તાધીશના હુકમ મુજબ કામ કરે છે અને કોઈની મજાલ નથી કે કોઈ તેના અનાદર કરી શકે અથવા તેના ઇજન વગર પોતાના અખત્યારથી કોઈ પગલું ભરી શકે.

આ સર્વાંગી સિસ્ટમમાં કોઈની પણ સત્તા અથવા બિનજવાબદારીપણાને કોઈ સ્થાન નથી અને સ્વાભાવિક રીતે હોઈ શકે પણ નહી. માણસ અહીં જન્મથી જ રૈયત છે અને રૈયત હોવું તે પણ તેની પોતાની મરજી ઉપર નિર્ભર નથી પણ તે રૈયત તરીકે જ જન્મ્યો છે અને રૈયત સિવાય બીજું કંઈ હોવું એ તેના હાથની વાત નથી. એટલે ખુદ પોતાના જીવનનો માર્ગ શોધવા અને પોતાની ડ્યુટી પોતાની મેળે નક્કી કરવાનો તેને અધિકાર નથી. એ કોઈ વસ્તુનો માલિક નથી. એટલે જે વસ્તુઓ તેના કબ્જામાં છે તેનો ઉપયોગ કરવાના નિયમો પોતે નક્કી કરી શકતો નથી. તેના શરીર અને તેની બધી શક્તિઓનો માલિક અલ્લાહ જ છે અને તેણે જ તેને આ બધી શક્તિઓ અર્પણ કરી છે, એટલે તેનો ઉપયોગ તે પોતે પોતાની

મરજી પ્રમાણે કરવાનો અધિકાર ધરાવતો નથી પણ જેણે આ બધી વસ્તુઓ તેને અર્પણ કરી છે તેની મરજી પ્રમાણે તેણે તેનો ઉપયોગ કરવો જોઈએ.

એવી જ રીતે જે વસ્તુઓ ઇન્સાનને આ દુનિયામાં પોતાની આસપાસ જોવા મળે છે, દા.ત. જમીન, જનાવરો, પાણી, વનસ્પતિ, ખનીજ, ધાતુઓ વગેરે... આ ઇન્સાન તેનો માલિક નથી. એટલે આ વસ્તુઓનો ઉપયોગ પોતાની મરજી પ્રમાણે કરવાનો કોઈ અધિકાર તેને નથી; પણ આ બધી વસ્તુઓ સાથે તેણે એવું વર્તન કરવું જોઈએ જે તેના અસલ માલિક દ્વારા નક્કી કરવામાં આવ્યું છે.

એવી જ રીતે એ બધા ઇન્સાનો જેઓ આ ધરતી ઉપર વસવાટ કરે છે અને જેઓના જીવન પરસ્પર સંકળાયેલા છે એ બધા અલ્લાહની રૈયત છે, એટલે તેઓને પોતાના આપસના સંબંધો અંગે પોતાની મેળે સિદ્ધાંતો અને નિયમો નક્કી કરી લેવાનો અધિકાર નથી. તેઓના બધા સંબંધો અલ્લાહે નક્કી કરેલા કાનૂન પર નિર્ભર હોવા જોઈએ.

હવે રહી એ વાત કે, અલ્લાહનો કાનૂન શું છે ? તો આ સંબંધમાં પયગમ્બરો કહે છે કે, જ્ઞાનના જે સાધનના આધારે અમે, તમને દુનિયા અને તમારી પોતાની આ અસલિયત બતાવીએ છીએ એ જ સાધન દ્વારા અમને અલ્લાહના કાનૂનની જાણ થઈ છે. ખુદાએ જ અમને આ જ્ઞાન આપ્યું છે અને અમને એ કામ માટે નિયુક્ત કર્યા છે કે આ જ્ઞાન અમે તમારા સુધી પહોંચાડી દઈએ, એટલે તમે અમારા ઉપર ભરોસો કરો, અમને અલ્લાહના પ્રતિનિધિ તરીકે સ્વીકારો અને અમારી પાસેથી તેનો પ્રમાણભૂત કાનૂન શીખો.

વળી આ પયગમ્બરો આપણને કહે છે કે તમે આ જે કંઈ જાહેર રીતે જુઓ છો કે દુનિયાની આ સલ્તનતનો બધો કારભાર એક પદ્ધતિ પ્રમાણે ચાલી રહ્યો છે પણ ન તો સલ્તનતનો સુલ્તાન પોતે ક્યાંય દેખાય છે ન તો તેના કાર્યકરો ક્યાંય કામ કરતા દેખાય છે, અને બીજી વાત એ કે તમે તમારામાં એક જાતની આપખુદપણાની લાગણી અનુભવો છો કે, તમે તમારી ઇચ્છા પ્રમાણે જેવું ઇચ્છો તેવું કામ કરો. તમે માલિકપણાની રીત પણ અપનાવી શકો છો અને અસલ માલિક સિવાય બીજાઓની આજ્ઞા સામે માથું ઝુકાવી શકો છો તેમ તેઓની ગુલામી સ્વીકારી શકો છો. આ બધી હાલતમાં પણ તમને જીવનનિર્વાહની વસ્તુઓ મળે છે. તેના સાધનો પ્રાપ્ત થતા રહે છે અને વિદ્રોહની સજા તરત જ આપવામાં નથી આવતી, એ બધું ખરી રીતે તમારી કસોટી માટે છે. કેમકે, તમને અલ્લાહ તરફથી બુદ્ધિ તેમજ સારૂં

નરસું પારખવાની અને પસંદ કરવાની શક્તિ આપવામાં આવી છે. એટલા માટે આ દુનિયાના માલિકે પોતાની જાતને તથા પોતાની સલ્તનતની વ્યવસ્થાને તમારી નજરથી સંતાડીને રાખી છે. એ તમારી કસોટી કરવા માંગે છે કે તમે તમારી શક્તિઓથી કેવી રીતે કામ લો છો. તેણે તમને સમજબૂઝ તથા પસંદગીની આઝાદી (Freedom of choice) અને એક પ્રકારની સ્વાયત્તતા (Autonomy) આપીને છોડી દીધા છે. હવે જો તમે રૈયત હોવાની તમારી હેસિયતને સમજો અને રાજીખુશીથી આ હેસિયતનો સ્વીકાર કરો અને કોઈ પણ જાતની બળજબરીને વશ થયા વગર અલ્લાહની મરજીને આધીન રહો, તો તમે માલિકની કસોટીમાં સફળ થઈ ગયા. અને જો રૈયત હોવાનો અર્થ ન સમજો અથવા સમજો છો તે છતાં પણ વિદ્રોહનો માર્ગ અપનાવ્યો તો તેની કસોટીમાં નિષ્ફળ જશો. આ કસોટી કરવા તમને આ દુનિયામાં કેટલાક અખત્યારો આપવામાં આવ્યા છે. દુનિયામાં ઘણી વસ્તુઓ તમારા કબ્જામાં આપવામાં આવી છે અને તમને જીવનભરની મહેતલ આપવામાં આવી છે.

તે પછી આ પયગમ્બરો આપણને જણાવે છે કે, આ દુનિયાનું જીવન જો કે કસોટીની મહેતલ છે; એટલે અહીં તમારા કૃત્યોનો ન તો હિસાબ કરવામાં આવે છે ન તો તેનો સારો નરસો બદલો★ આપવામાં આવે છે. અહીં જે કંઈ આપવામાં

★ આ સંબંધમાં એક વાત સારી રીતે ધ્યાનમાં લેવી જોઈએ કે આ દુનિયા જેમાં અત્યારે આપણે બધા જીવી રહ્યાં છીએ તે ખરી રીતે ભૌતિક જગત છે... નૈતિક જગત નથી. જે કાયદા પ્રમાણે બ્રહ્માંડની અત્યારની વ્યવસ્થા ચાલી રહી છે એ બધા નૈતિક કાયદા નથી પણ ભૌતિક કાયદા છે. એટલા માટે આ દુનિયામાં કૃત્યોનું નૈતિક પરિણામ સંપૂર્ણપણે નક્કી થઈ શક્તું નથી. અને જો તે નક્કી થઈ શકે છે તો ભૌતિક કાયદા તેને જાહેર થવાની જેટલી તક આપે એટલી હદે જ તે નક્કી થઈ શકે છે. તે સિવાય જ્યાં ભૌતિક કાયદા તેની જાહેરાત માટે સાનુકૂળ ન હોય ત્યાં આ પરિણામનું જાહેર થવું અશક્ય છે. દાખલા તરીકે જો કોઈ માણસ કોઈનું ખૂન કરી નાખે તો તેના આ કૃત્યના નૈતિક પરિણામનું જાહેર થવું એ વાત પર નિર્ભર છે કે ભૌતિક કાયદા તે શોધી કાઢવામાં, તે પુરવાર કરવામાં અને ખૂનીને નૈતિક દંડ લાગુ પાડવામાં મદદરૂપ થાય. જો તેમ ન થાય તો કોઈ પણ નૈતિક પરિણામ પહેલેથી જાહેર નહીં થાય. અને જો આ માટે સાનુકૂળતા હોય તો પણ આ કૃત્યુંનું નૈતિક પરિણામ સંપૂર્ણપણે જાહેર નહી થઈ શકે. કેમકે, ખૂનના બદલામાં ખૂનીને માત્ર મોતની સજા આપવી, એ આ કૃત્ય જે ખૂનીએ કર્યું છે તેનું સંપૂર્ણ નૈતિક પરિણામ નથી; એટલા માટે આ દુનિયા-આખિરત (સારા અને નરસા કૃત્યોના બદલાની જગ્યા) નથી અને હોઈ શકતી પણ નથી. આખિરત હોવા માટે દુનિયાની એક એવી વ્યવસ્થા હોવી જરૂરી છે, જેમાં આ દુનિયાની વ્યવસ્થામાં ઊલ્ટું હકૂમતના કાયદાઓ નૈતિક કાયદા હોય અને ભૌતિક કાયદાની હૈસિયત નૈતિક કાયદાના સેવકની હોય.

આવે છે તે કોઈ સારા કામનું ઇનામ હોય એ જરૂરી નથી. એવું કોઈ ઇનામ મળે તો એ ઇનામ એ વાતની નિશાની નથી કે અલ્લાહ તમારાથી ખુશ છે અથવા તમે જે કંઈ કરો છો, એ વાજબી છે. પણ ખરી રીતે તો એ ઇનામ-મતા કસોટીનો સામાન છે. માલમતા, દોલત, સંપત્તિ, નોકર-ચાકર, હકૂમત, જીવનની સામગ્રી, એ બધી એવી વસ્તુઓ છે જે તમને તમારી કસોટી કરવા માટે આપવામાં આવે છે, જેથી તમે આ વસ્તુઓથી કામ લઈને દેખાડો અને તમારી સારી કે ખરાબ લાયકાત જાહેર કરો. એવી રીતે તમને જે નુકસાન થાય છે અને તમારા ઉપર જે તકલીફો અને મુસીબતો વગેરે આવે છે એ પણ કોઈ નરસા આચરણની સજા રૂપે નથી જ. પણ તેમાંની કેટલીક મુસીબતો કુદરતી કાયદા હેઠળ આપમેળે જાહેર થનારા પરિણામો છે.[1]

જ્યારે કેટલીક મુસીબતો કસોટી હેઠળ આવે છે.[2] અને કેટલીકવાર એ કારણસર મુસીબત આવે છે કે, વાસ્તવિકતાની વિરુદ્ધ અભિપ્રાય બાંધીને જ્યારે તમે કોઈ વર્તણૂક અપનાવો છો તો તમને ચોક્કસપણે નુકસાન થાય છે.[3]

ગમે તેમ આ દુનિયા માણસના સારા નરસા કૃત્યોના બદલાની જગ્યા નથી પણ કસોટીની જગ્યા છે જ્યાં જે કંઈ પરિણામો જાહેર થાય છે તે કોઈ માર્ગ અથવા આચરણના સાચા કે ખોટા, સારા કે નરસા અથવા તો તજી દેવા યોગ્ય કે અપનાવવા યોગ્ય હોવાનું ધોરણ બની શકતા નથી. અસલ ધોરણ તો આખેરતના પરિણામો છે. મહેતલનું જીવન પૂરૂં થયા પછી એક બીજું જીવન છે, જ્યાં તમારા બધા કારનામાઓ બરાબર તપાસીને ચુકાદો આપવામાં આવશે કે તમે પરીક્ષામાં

૧ દાખલા તરીકે જનાકારી કરનારનું બીમારીમાં સપડાઈ જવું એ આ ગુનાની નૈતિક સજા નથી પણ તેનું કુદરતી પરિણામ છે. અને જો બીમારીનો ઇલાજ કરવામાં એ સફળ થઈ જાય તો આ બીમારીથી બચી જશે. પણ નૈતિક સજાથી બચશે. નહીં અને જો તોબા કરશે તો નૈતિક સજાથી તો બચી જશે, પણ તેની બીમારી દૂર થશે નહીં.

૨. કોઈ માણસનું ગરીબીમાં સપડાઈ જવું, એના માટે એ વાતની કસોટી છે કે તે પોતાની જરૂરિયાતો પૂરી કરવા માટે એવા માર્ગો અપનાવે છે જે માટે મનાઈ કરવામાં આવી છે, અથવા જે માર્ગો અપનાવવાની છૂટ છે તેને મક્કમપણે વળગી રહે છે. એક સામટી રીતે આવતી મુસીબતોમાં સત્ય ઉપર કાયમ રહે છે અથવા અકળાઈને અસત્યની આગળ માથું ઝુકાવી દે છે.

૩. એટલે જ્યારે ઇન્સાન આ દુનિયાને ખુદા વગરની અને પોતાને ખુદમુખત્યાર સમજીને કામ કરે છે, તો ખરી રીતે જો કે આ દુનિયા ન તો ખુદા વગરની છે, ન તો ઇન્સાન ખુદમુખત્યાર છે. એટલે હકીકતની વિરુદ્ધ કૃત્ય કરવાના કારણે તેને ચોક્કસ નુકસાન થાય છે. જેમ કે આગને રમકડું સમજીને તમે એને પકડી લો તો તમારો હાથ દાઝી જશે, કેમકે તમે વાસ્તવિકતાની વિરુદ્ધ વર્તણૂક કરી.

સફળ થયા કે નિષ્ફળ ગયા. અને ત્યાં જે વસ્તુ પર સફળતા અને નિષ્ફળતાનો આધાર છે તે એ છે કે (૧) તમે તમારી જોવાની અને દલીલ કરવાની શક્તિથી અલ્લાહ સાચો હાકિમ છે અને તેના તરફથી જે શિક્ષણ અને માર્ગદર્શન મળ્યા તે અલ્લાહ તરફથી જ હતા એ વાત સમજી શક્યા છો કે નહી, અને (૨) આ વાત જાણ્યા પછી (પસંદગીની આઝાદી તમને હોવા છતાં) તમે તમારી પોતાની મરજી અને પ્રેરણાથી અલ્લાહતઆલાની સર્વોપરી સત્તા અને તેના શરીઅતના હુકમો સામે તમારૂં માથું ઝુકાવી દીધું કે નહીં.

## ઈસ્લામી સિદ્ધાંતની આલોચના

દુનિયા અને ઇન્સાન વિષે આ સિદ્ધાંત જે અલ્લાહના નબીઓએ રજૂ કર્યો છે તે એક સંપૂર્ણ સિદ્ધાંત છે. તેના બધા અંશો વચ્ચે એક પ્રકારનો તાર્કિક સંબંધ છે. કોઈ પણ એક અંશ બીજા અંશની વિરુદ્ધ નથી. તે દ્વારા આ દુનિયાના બધા બનાવોથી સંપૂર્ણ સમજ મળે છે અને બ્રહ્માંડની બધી નિશાનીઓનો પૂરેપૂરો અર્થ સમજાય છે. કોઈ પણ એવી વસ્તુ જોવામાં અને અનુભવવામાં આવતી નથી જેની ચકાસણી આ સિદ્ધાંતના આધારે થઈ શકતી ન હોય. એટલે આ એક જ્ઞાન પર આધારિત સિદ્ધાંત (Scientific Theory) છે. આ ''જ્ઞાન પર આધારિત સિદ્ધાંતની'' જેવી વ્યાખ્યા પણ કરવામાં તે સાચી ઠરે છે.

વળી અત્યાર સુધી કોઈ પણ નિરીક્ષણ કે અનુભવ એવા નથી કે જેથી આ સિદ્ધાંતનું ખંડન થતું હોય એટલે આ સિદ્ધાંત હજી અખંડ છે, ખંડિત સિદ્ધાંતોમાં તેની ગણના થઈ શકતી નથી.*

---

* કોઈ જમાના જ્ઞાન પર આધારિત સિદ્ધાંતોનું એ વિરુદ્ધ હોવું, તે એ વાતનો પુરાવો નથી કે આ સિદ્ધાંતનું ખંડન થઈ ગયું. જ્ઞાન પર આધારિત કોઈ સિદ્ધાંતનું ખંડન માત્ર હકીકતો (Fact) જ કરી શકે છે. સિદ્ધાંતો નહીં. એટલે જયાં સુધી એ વાત જણાવવામાં ન આવે કે નબીઓએ રજૂ કરેલા બ્રહ્માંડ અને ઇન્સાન અંગેના કયા વિચારને, કઈ પુરવાર થયેલી હકીકતે ખોટો સાબિત કરી દીધો છે, ત્યાં સુધી તેની ગણના ખંડિત સિદ્ધાંતોમાં કરવી, એ એક સાવ જ્ઞાન વગરનો અને પૂર્વગ્રહ પ્રેરિત દાવો છે.

વળી, આ દુનિયાની વ્યવસ્થાનું જ્યારે આપણે નિરીક્ષણ કરીએ છીએ, ત્યારે આ સિદ્ધાંત સાવ સંભવિત (Most Probable) લાગે છે. બ્રહ્માંડની આ જે જડબેસલાક વ્યવસ્થા છે એ જોઈને આ વ્યવસ્થાનો કોઈ વ્યવસ્થાપક નથી એના કરતાં વ્યવસ્થાપક છે, એમ કહેવું એ વધારે બુદ્ધિગમ્ય છે, એવી જ રીતે આ વ્યવસ્થા જોઈને, આ એક કેન્દ્ર વગરની વ્યવસ્થા છે અને તે ઘણા બધા વ્યવસ્થાપકોની દેખરેખ હેઠળ ચાલી રહી છે, તેના કરતા આ એક કેન્દ્રીય વ્યવસ્થા છે અને એક સર્વોપરી સર્વસત્તાધીશ વ્યવસ્થાપકની દેખરેખ હેઠળ ચાલી રહી છે, એમ કહેવું વધારે વાજબી છે. અને એવી જ રીતે જે હકૂમતની શાન આ બ્રહ્માંડની વ્યવસ્થામાં ખુલ્લી રીતે દેખાતી હોય, તે જોઈને આ વ્યવસ્થા હેતુહીન અને માત્ર બાળકની રમત છે, એમ કહેવા કરતાં આ એક ડહાપણ ભરેલી અને હેતુપૂર્ણ વ્યવસ્થા છે, એમ કહેવું એ વધારે સમજદારીપૂર્વકની વાત છે.

વળી, જયારે આપણે એવી રીતે વિચારીએ છીએ કે, જો ખરેખર બ્રહ્માંડની આ વ્યવસ્થા એક સલ્તનત છે અને ઈન્સાન આ વ્યવસ્થાનો એક અંશ છે ત્યારે એ વાત સાવ વાજબી લાગે છે કે, આ વ્યવસ્થામાં ઈન્સાનની ખુદમુખતારી અને બિનજવાબદારીને કોઈ સ્થાન નહી હોવું જોઈએ અને ઈન્સાનની ખરી હેસિયત રૈયતની જ હોવી જોઈએ. આ બધું જોતાં આ સિદ્ધાંત આપણને ખૂબ જ વાજબી (Most Reasonable) લાગે છે.

અને જો જ્ઞાનની દષ્ટિએ જોઈએ છીએ તો આ એક વહેવારૂ (Practicable) સિદ્ધાંત છે. જીવનની એક આખી વિગતવાર સ્કીમ આ સિદ્ધાંત પર નિર્ભર છે. તત્વજ્ઞાન અને નીતિ માટે, વિદ્યા અને કળા માટે, સાહિત્ય અને હુન્નર માટે, રાજકારણ અને હકૂમતની વ્યવસ્થા માટે, સુલેહ અને જંગ તથા આંતરરાષ્ટ્રીય સંબંધો માટે. મતલબ કે જીવનના દરેક પાસા અને દરેક જરૂરિયાત માટે આ સિદ્ધાંત એક કાયમી પાયો તૈયાર કરે છે અને જીવનના કોઈ પણ ક્ષેત્રમાં ઈન્સાનને પોતાની વર્તણૂક કેવી હોવી જોઈએ એ નક્કી કરવા માટે આ સિદ્ધાંતના વર્તુળની બહાર જવાની જરૂર પડતી નથી.

હવે આપણે માત્ર એ જોવાનું બાકી રહી ગયું છે કે, આ સિદ્ધાંતથી દુનિયાના જીવનમાં અપનાવવા માટે કયા પ્રકારની વર્તણૂક હોવી જોઈએ અને તેના પરિણામો કયા છે ?

વ્યક્તિગત જીવનમાં આ સિદ્ધાંત બીજા અજ્ઞાનતાના સિદ્ધાંતોથી ઊલટું એક ખૂબ જ જવાબદારીપૂર્વકની અને ખૂબ જ શિસ્તબદ્ધ વર્તણૂક નક્કી કરે છે. આ સિદ્ધાંત પર ઈમાન લાવવાનો અર્થ એ છે કે, માણસ પોતાના શરીર અને તેની શક્તિઓ તથા દુનિયા અને તેની કોઈપણ વસ્તુને પોતાની મિલ્કત સમજીને તેનો આપખુદ રીતે ઉપયોગ ન કરે. પણ તેને ખુદાની મિલ્કત સમજીને માત્ર તેના કાનૂનને આધીન રહીને તેનો ઉપયોગ કરે. અને જે કોઈ વસ્તુ પણ પ્રાપ્ત છે તેને ખુદાની અમાનત સમજે અને આ અમાનતનો પૂરેપૂરો હિસાબ મારે આપવાનો છે અને તે પણ એક એવી હસ્તીને આપવાનો છે જેની દૃષ્ટિમાં મારૂં કોઈ કૃત્ય છાનું નથી, એટલું જ નહીં પણ મારા મનનો કોઈ વિચાર પણ તેનાથી છાનો નથી, એમ સમજીને તે આ અમાનતનો ઉપયોગ કરે તો પણ આવો માણસ દરેક સ્થિતિમાં એક નિયમને આધીન રહેશે, અને આવો માણસ પોતાની ઇચ્છાઓ પૂરી કરવામાં નિરંકુશ બની શકતો નથી, તે જાલિમ અને ધુતારો નથી હોઈ શકતો. તેના ચારિત્ર પર સંપૂર્ણ વિશ્વાસ મૂકી શકાય છે. કાયદાના પાલન માટે તેના ઉપર કોઈ બાહ્ય દબાણ લાવવાની જરૂર રહેતી નથી. તેના મનમાં એક નૈતિક શિસ્ત પેદા થઈ જાય છે જે તેને આ પ્રસંગોમાં સત્ય ઉપર મક્કમ રાખે છે, જ્યાં તેને દુનિયાની કોઈ શક્તિની દખલગીરીનો ભય નથી હોતો. આ ખુદાનો ડર અને તેનું જે કંઈ છે તે અલ્લાહની અમાનત છે એ વાતની સભાનતા એવી વસ્તુ છે તેથી વધીને સોસાયટી માટે વધુ વિશ્વાસુ વ્યક્તિઓ મેળવવાનો કોઈ બીજો માર્ગ કલ્પનામાં આવી શકતો નથી.

વધુમાં આ સિદ્ધાંત માણસને માત્ર પ્રયાસ અને પરિશ્રમ કરનાર વ્યક્તિ બનાવે છે એટલું જ નહીં પણ સ્વાર્થ, ખુદપરસ્તી અથવા કોમપરસ્તીના બદલે તેને હક્કપરસ્તી અને ઉચ્ચતર નૈતિક હેતુઓની સિદ્ધિના માર્ગ પર ખડો કરી દે છે. જે માણસ પોતાના વિષે એવો અભિપ્રાય ધરાવતો હોય કે, હું આ દુનિયામાં કોઈ જાતના હેતુ વગર નથી આવ્યો, પણ ખુદાએ મને અહીં કામ કરવા માટે મોકલ્યો છે, અને મારૂં જીવન મારા પોતાના માટે અથવા મારા બીજા સંબંધીઓ માટે નથી પણ અલ્લાહ જેથી ખુશ થાય એવા કામો કરવા માટે છે અને મને એમ જ જતો કરવામાં નહીં આવે પણ મારી પાસેથી પૂરેપૂરો હિસાબ લેવામાં આવશે કે, મેં મારા મહેતલના સમયનો અને મારી શક્તિઓનો કેટલો અને કેવો ઉપયોગ કર્યો

તો આવા ઈન્સાનથી વધીને પ્રયાસ કરનાર અને પરિણામ લાવે તેવો અને સાચો પ્રયાસ કરનાર બીજો કોઈ ઇન્સાન હોઈ શકતો નથી. એટલે આ સિદ્ધાંત આવી લાયક વ્યક્તિઓ પેદા કરે છે કે એથી વધીને સારી વ્યક્તિગત વર્તણૂકની કલ્પના કરવી મુશ્કેલ છે.

## હવે સામૂહિક બાજુ જોઈએ :

સૌ પ્રથમ તો આ સિદ્ધાંત માનવ સમૂહનો પાયો બદલી નાખે છે. આ સિદ્ધાંતની રૂએ બધા ઇન્સાનો ખુદાની રૈયત છે અને રૈયત હોવાની હેસિયતથી બધાના અધિકારો સમાન, બધાની હેસિયત સરખી અને બધા માટે બરાબરની તકો છે. કોઈ વ્યક્તિ, કોઈ કુટુંબ, કોઈ વર્ગ, કોઈ જાતિ અને કોઈ વંશ બીજા ઇન્સાનોથી કોઈ પણ રીતે ઉચ્ચ નથી. તેમ તેને કોઈ જાતના વિશેષાધિકારો નથી. એવી રીતે ઈન્સાન ઉપર ઇન્સાનની સત્તા અને મોટાઈના મૂળ કપાઈ જાય છે તેમજ એ બધો બગાડ જે બાદશાહી, જાગીરદારી, નવાબી (Aristocracy) અને બ્રાહ્મણશાહી તથા પોપશાહી દ્વારા જન્મે છે, એ એકાએક નાબૂદ થઈ જાય છે.

વળી, જેના કારણે દુનિયામાં સૌથી વધુ પ્રમાણમાં ખૂનરેજી થઈ છે એ બધા કબીલાના, જાતિઓના, વંશના તેમજ ભૌગોલિક અને રંગદ્વેષી પૂર્વગ્રહો પણ આ વસ્તુ ખતમ કરી દે છે. આ સિદ્ધાંતની રૂએ સમગ્ર ધરતી ખુદાની મિલ્કત અને ઈન્સાનો આદમની ઓલાદ તથા ખુદાના બંદા છે અને શ્રેષ્ઠતાનો આધાર, વંશ અને જાતિ, માલ-દોલત અથવા કાળા-ગોરા રંગ પર નથી પણ ચારિત્રની પવિત્રતા અને ખુદાના ડર ઉપર છે. જે સૌથી વધુ ખુદાથી ડરતો હોય, સંયમી અને પ્રમાણિક હોય એ જ બધાથી શ્રેષ્ઠ છે.

એવી રીતે ઇન્સાન, ઇન્સાન વચ્ચે સામૂહિક સંપર્ક અને સંબંધ અથવા તફાવત અને ભેદભાવનું માળખું પણ આ સિદ્ધાંતમાં સમગ્ર રીતે બદલી નાખવામાં આવ્યું છે. ઇન્સાને પોતાની મેળે શોધીને જે વસ્તુઓને એકતા અને ભિન્નતાના કારણરૂપ માની છે, તે વસ્તુઓ માનવતાને અનેક ભાગોમાં વહેંચી નાખે છે અને આ બધા ભાગો વચ્ચે ઓળંગી ન શકાય એવી દીવાલ ઊભી કરે છે. કેમકે, વંશ, દેશ, જાતિ અને રંગ એ એવી વસ્તુઓ નથી, જેને માણસ ઇચ્છે ત્યારે બદલી શકે અને

(પોતે ધારે ત્યારે આ વસ્તુઓથી રચાયેલા) એક જૂથમાંથી બીજા જૂથમાં ભળી શકે. એથી ઊલટું આ સિદ્ધાંત ઇન્સાન, ઇન્સાન વચ્ચેની એકતા અને ભિન્નતાનો આધાર અલ્લાહની બંદગી અને તેના કાનૂનના અનુસરણ ઉપર રાખે છે.

જે લોકો આ દુનિયામાં અસ્તિત્વ ધરાવતી વિવિધ વસ્તુઓની બંદગી કરવાનું છોડી દઈને માત્ર અલ્લાહની બંદગી કરે અને ખુદાના કાનૂનને પોતાના જીવનના એક માત્ર કાનૂન તરીકે સ્વીકારી લે, એવા બધા લોકો એક જમાઅત છે અને જે લોકો તેમ ન કરે તે બીજી જમાઅત છે. એવી રીતે ઘણા બધા મતભેદો ખતમ થઈને માત્ર એક જ મતભેદ બાકી રહી જાય છે અને આ મતભેદ પણ દૂર કરી શકાય છે. કેમકે, એક માણસ માટે એ શક્ય નથી કે તે દરેક વખતે પોતાનો અકીદો તથા જીવનની રીત બદલી નાખે અને એક જમાઅતમાંથી નીકળીને બીજી જમાઅતમાં ભળી જાય.

આ બધા સુધારા પછી જે સોસાયટી આ સિદ્ધાંતના આધારે રચાય છે તેનું માનસ અને જુસ્સો તથા સામાજિક માળખું (Social Structure) સાવ બદલી ગએલા હોય છે. તેમાં રાજ્યની રચના ઇન્સાનની સત્તાના આધારે નહી પણ ખુદાની સત્તાના આધારે થાય છે.* હકૂમત ખુદાની હોય છે, કાનૂન ખુદાનો હોય છે અને ઇન્સાનો તો માત્ર ખુદાના એક એજન્ટની હેસિયતથી ત્યાં કામ કરે છે.

આ વસ્તુઓ સૌ પ્રથમ તો એ બધો બગાડ દૂર કરી દે છે જે ઇન્સાન પર ઇન્સાનની સત્તા અને ઇન્સાન પોતાના હાથે જે કાયદો ઘડે છે તેના કારણે પેદા થાય છે. વળી, આ સિદ્ધાંત પર રાજ્ય રચાય છે તેના કારણે એક મોટામાં મોટો તફાવત એ પેદા થાય છે કે, આ રાજ્યની સમગ્ર વ્યવસ્થામાં પ્રાર્થના અને સંયમનો જુસ્સો ફેલાઈ જાય છે, તથા સત્તાધીશ અને રૈયત બંને એમ સમજે છે કે અમે ખુદાની હકૂમતમાં છીએ અને અમારી બધી બાબતો સીધી રીતે અલ્લાહથી સંબંધ રાખે છે જે અદૃશ્યનો જાણકાર અને ગવાહ છે. કરવેરા આપનાર એમ સમજીને ટેક્સ આપે છે કે તે ખુદાને ટેક્સ આપી રહ્યો છે અને ટેક્સ વસૂલ કરનારાઓ અને ટેક્સના નાણા ખર્ચનારાઓ એમ સમજીને કામ કરે છે કે, આ માલ ખુદાનો માલ છે અને અમે તો માત્ર આ માલ સાચવનારની હેસિયતથી કામ કરીએ છીએ. એક સૈનિકથી લઈને એક ન્યાયાધીશ એ ગવર્નર સુધીનો રાજ્યનો દરેક હોદ્દેદાર

* વિગત માટે જુઓ ''ઇસ્લામકા નઝરિયએ સિયાસત''

પોતાની ડ્યૂટી એવી મનઃસ્થિતિ સાથે અદા કરે છે.જેવી મનઃસ્થિતિ સાથે તે નમાઝ પઢે છે. બંને કામો તેના માટે ઈબાદત છે અને બંનેમાં એ જ એક સંયમ અને અલ્લાહના ડરનું સત્ય જરૂરી છે. આ રાજ્યના લોકો પોતાનામાંથી જે લોકોને અલ્લાહના પ્રતિનિધિ તરીકે કામ કરવા માટે પસંદ કરે છે તેમાં સૌ પ્રથમ જે ગુણ જોવામાં આવે છે એ અલ્લાહથી ડરવાનો, અલ્લાહનો માલ સાચવવાનો અને સચ્ચાઈપૂર્વક કામ કરવાનો ગુણ છે. એવી રીતે સપાટી પર એવા લોકો આવે છે અને સત્તા એ લોકોને સોંપવામાં આવે છે જેઓ સોસાયટીમાં સૌથી શ્રેષ્ઠ ચારિત્ર ધરાવે છે.

સભ્યતા અને જીવન જીવવાની પદ્ધતિમાં પણ એ જ સિદ્ધાંત સંયમ અને ચારિત્રની શુદ્ધતાનો જુસ્સો ફેલાવી દે છે જેમાં સ્વાર્થના બદલે ખુદા પ્રત્યેની વફાદારી હોય છે. ઈન્સાન, ઈન્સાન વચ્ચેનો સંબંધ માત્ર ખુદાના કારણે હોય છે અને ખુદાનો કાનૂન બંનેને અંકુશમાં રાખે છે. આ કાનૂન જો કે એ હસ્તીએ બનાવ્યો છે જે મનની ઈચ્છાઓ અને સ્વાર્થવૃત્તિથી પર છે, જે જાણકાર અને શાણો છે. એટલે તેમાં તોફાનનો દરેક દરવાજો અને જુલમનો પ્રત્યેક માર્ગ બંધ કરી દેવામાં આવ્યો છે અને માણસના સ્વભાવના દરેક પાસાનો અને તેની જરૂરિયાતનો ખ્યાલ રાખવામાં આવ્યો છે.

અહી એટલો મોકો નથી કે હું આ આખી સામૂહિક ઈમારતનો નકશો રજૂ કરૂં જે આ સિદ્ધાંત પર આધારિત છે, પણ જે કંઈ મેં કહ્યું છે તે પરથી તમે અંદાજો કરી શકો છો કે, પયગમ્બરોએ આ સૃષ્ટિ અને ઈન્સાન વિષે જે સિદ્ધાંત રજૂ કર્યો છે તે કેવા પ્રકારની વર્તણૂક પેદા કરે છે અને તેના પરિણામો કેવા હોઈ શકે છે. તેમાં એ વાત પણ નથી કે આ માત્ર કાગળ ઉપરનો કાલ્પનિક નકશો (ઝિાશક) હોય, પણ ઈતિહાસના આ સિદ્ધાંતના આધારે એક સામૂહિક તંત્ર અને રાજ્ય રચીને બતાવી દેવામાં આવ્યું છે અને ઈતિહાસ સાક્ષી છે કે જેવી વ્યક્તિઓ આ સિદ્ધાંત પરથી તૈયાર કરવામાં આવી હતી તેવી શ્રેષ્ઠ વ્યક્તિઓ ન તો ધરતી પર અગાઉ જોવામાં આવી હતી ન તો આવા રાજ્યથી વધીને ઈન્સાન માટે આશીર્વાદરૂપ કોઈ બીજું રાજ્ય પુરવાર થયું. તેની વ્યક્તિઓમાં નૈતિક જવાબદારીનું ભાન એટલી હદે વધી ગયું હતું કે, એક રણવાસી મહિલાને જનાકારીથી ગર્ભ રહી જાય છે. એ જાણે છે કે આ ગુનાની સજા સંગસારી (પથ્થર મારીને મૃત્યુ નીપજાવવું)

જેવી ભયંકર સજા છે. તે છતાં પણ તે સામે ચાલીને આવે છે અને દરખાસ્ત કરે છે કે, તેને આ સજા કરવામાં આવે. એને કહેવામાં આવે છે કે બાળક જન્મે તે પછી આવજે... અને કોઈપણ જાતના મુચરકા કે જામીન વગર તેને જવા દેવામાં આવે છે. ગર્ભની મુદ્દત પૂરી થાય છે અને તેને બાળક અવતરે છે. તે પછી તે રણ વિસ્તારમાંથી પાછી આવે છે અને સજા આપવાની દરખાસ્ત કરે છે. એને કહેવામાં આવે છે હમણા તારા બાળકને દૂધ પા અને ધાવણની મુદ્દત પૂરી થઈ જાય (એટલે કે બે વર્ષ) તે પછી આવજે. તે પાછી રણ-વિસ્તારમાં જતી રહે છે અને પોલીસ તેના ઉપર નજર રાખંતો નથી. બાળકની ધાવણની મુદ્દત પૂરી થતાં તે ફરી આવીને વિનંતી કરે છે કે હવે તેને સજા આપીને ગુનાથી પાક કરવામાં આવે. અંતે સંગસાર કરવામાં (પથ્થરોથી મારી નાખવામાં) આવે છે અને જ્યારે એ મરણ પામે છે ત્યારે એની (આખિરતની) મુક્તિ (મગફિરત) માટે દુઆ કરવામાં આવે છે અને જ્યારે એક માણસના મુખેથી અચાનક તેના વિષે આવા શબ્દો નીકળી પડે છે કે, ''કેવી બેશરમ સ્ત્રી હતી'' તો જવાબમાં આ માણસને કહેવામાં આવે છે કે, ''અલ્લાહના સોગંદ, તેણે એવી તૌબા કરી છે કે, કોઈ ગેરવાજબી મહેસૂલ વસૂલ કરનાર પણ આવી તોબા કરત તો તેને બખ્શી દેવામાં આવત.''

આ તો એ સોસાયટીની વ્યક્તિઓની હાલત હતી અને તે સ્ટેટની હાલત એ હતી કે, તેની આવક કરોડો રૂપિયાની હતી અને તેના ખજાના ઈરાન, ઇરાક અને ઇજિપ્તની દોલતથી છલકી રહ્યા હતા પણ તેનો વડો (અમીર) માત્ર માસિક દોઢસો રૂપિયાનો પગાર લેતો હતો અને આ સ્ટેટના લોકોમાં દાન લેવાને પાત્ર હોય તેવી કોઈ વ્યક્તિ શોધવાથી ભાગ્યે જ મળતી હતી.

આ અનુભવ પછી પણ અલ્લાહના નબીઓએ બ્રહ્માંડની હકીકત અને તેમાં ઇન્સાનની હેસિયત વિષે જે સિદ્ધાંત રજૂ કર્યો છે તે સાચો છે એ બાબતમાં જો કોઈ માણસને સંતોષ ન થાય તો તેવા માણસને સંતોષવાની કોઈ બીજી રીત શક્ય નથી. કેમકે, ખુદા, ફરિશ્તા અને આખિરતના જીવનનો કોઈ પ્રત્યક્ષ પુરાવો તો તેને કોઈ પણ રીતે મળી શકતો નથી. અને જ્યાં નિરીક્ષણ શક્ય ન હોય ત્યાં અનુભવથી વધીને સચ્ચાઈ પુરવાર કરવાનું બીજું કોઈ ધોરણ નથી. જેમ કે, એક તબીબ જો કોઈ બીમારના શરીરનું અંદરનું નિરીક્ષણ કરીને જોઈ શકતો નથી કે ખરી રીતે તેની સિસ્ટમમાં શું બગાડ છે તો તે વિવિધ પ્રકારની દવાઓ આપીને

જુએ છે અને જે દવા બીમારના શરીરની અંધારી કોટડીમાં યોગ્ય સ્થાને પહોંચી જાય છે અને તેથી બીમારીનું દૂર થઈ જવું એ વાતનો પાકો પુરાવો છે કે, બીમારની સિસ્ટમમાં (શરીરમાં) જે બગાડ હતો તે માટે આ દવા યોગ્ય હતી.

એવી જ રીતે જયારે માણસના જીવનના યંત્રનો કોઈ બગડેલો ભાગ બીજા કોઈ સિદ્ધાંતથી દુરસ્ત થતો નથી અને માત્ર નબીઓના સિદ્ધાંતથી જ દુરસ્ત થઈ જાય છે તો એ પણ એ વાતની દલીલ છે કે, આ સિદ્ધાંત હકીકત પ્રમાણે છે અને ખરી રીતે આ બ્રહ્માંડ અલ્લાહની સલ્તનત છે અને જીવન પછી ખરેખર બીજું એક જીવન છે, જેમાં ઇન્સાનને પોતાના આ ધરતી પરના જીવનનો હિસાબ આપવાનો છે.